वंदे वीरम्

# સોનગઢી સિદ્ધાંત પર એક દષ્ટિ

લેખક
રતનલાલ ડોશી-સૈલાના

પ્રકાશક
સ્થાનકવાસી જૈન કાર્યાલય
પચભાઇની પોળ અમદાવાદ

પ્રથમાવૃત્તિ ઈ સ ૧૯૪૦

શ્રી વીરવિજય પ્રી પ્રેસમાં કેશવલાલ સાંકળચંદ શાહે છાપ્યું
સલાપસ ક્રોસ રોડ–અમદાવાદ

કિંમત ચાર આના

# પ્રસ્તાવના

બોટાદ સંપ્રદાયમાં સ્થાનકવાસી જૈન ધર્મની વર્ષો સુધી દીક્ષા પાળ્યા પછી, તે સંપ્રદાયના ભૂતપૂર્વ એક સાધુ શ્રી કાનજી મ. હાલમાં જૈનધર્મથી ઘણી વિપરીત માન્યતાઓ ધરાવી તે સંપ્રદાયથી અલગ પડી, સ્વતંત્રપણે સોનગઢમાં મુકામ નાખી રહેલા છે અને જૈન ધર્મ વિરૂદ્ધ સિદ્ધાન્તો અને માન્યતાઓનો પ્રચાર કરી રહ્યા છે તેમના સિદ્ધાંતો નથી તો સ્થા. જૈન ધર્મનો સમન્વય કરતા, કે નથી શ્વે. મૂર્તિપૂજક, દિગમ્બર કે રાજચંદ્રધર્મનો સમન્વય કરતા, પરન્તુ આ બધાની વચ્ચેનો વિચિત્ર વિચાર ધરાવી, આત્મજ્ઞાની તરીકે ઓળખાવાનો પ્રયાસ કરે છે અને કેટલાક અનુયાયીઓ તેમના તેવા વિચારોને અનુસરે છે આ સિદ્ધાંતો-માન્યતાઓ જૈનધર્મના મૂળભૂત તત્ત્વોથી કેટલાં વેગળાં જઇ રહ્યા છે તે બતાવવાનો આ પુસ્તકમાં પ્રયાસ કરવામાં આવ્યો છે કે જેથી જૈનધર્માનુયાયીઓ ભ૦ મહાવીરના સિદ્ધાન્તો અને આ સિદ્ધાંતોની તુલના કરી સત્ય–સનાતન તત્ત્વોને સમજી શકે અને જ્ઞાનક્રિયાભ્યામ્ મોક્ષ '' જ્ઞાન અને ક્રિયા એ બંનેના એકીકરણથી જ જીવનો મોક્ષ છે એ વસ્તુને બરોબર સમજી, આદરી યથાપ્રવૃત્તિ કરી શકે

સ્થા. જૈન પેપરમાં તેમના ૧૨ મન્તવ્યો–સિદ્ધાંતો પ્રગટ કરવામાં આવ્યા હતા અને તે પર સૈલાના નિવાસી જૈન ધર્મના મહા અભ્યાસી અને ચર્ચાકાર શ્રીયુત્ રતનલાલ ડોશીએ પોતાની વિદ્વત્તાભરી સમીક્ષા કરી હતી તે આખીયે લેખમાળાને અમે અહિં મુમુક્ષુઓના હિતખાતર પુસ્તક રૂપે પ્રગટ કરીએ છીએ, તે વાચી જૈન જનતા સત્ય રાહ પર આવશે અને જૈનમાર્ગમાં કલંક સમી માન્યતાઓ ફેંકી દેશે તો અમારો પુસ્તક પ્રકાશનનો આ હેતુ સફળ થયો ગણાશે

પ્રસ્તુત ૧૨ માન્યતાઓ શી શી છે તે અમે અહિં આપીયે છીએ —

(૧) હાલમાં ચાલી રહેલા જૈનના કુલ ફિરકાઓમાં મુખ્ય પૂછો તો દિગમ્બરજ છે પરન્તુ તેમાં પણ હાલ તો શિથિલતા વર્તે છે તેથી કરીને તે પણ ખાસ કરીને હવે માન્ય રાખવા જેવો રહ્યો નથી

(૨) શિથિલ થયેલા આચાર્યોએ પોતાની શિથિલતાને પોષવા માટે સિદ્ધાંતોના ઓઠા તળે નવા પુસ્તકો રચી તેને અંગ ઉપાંગ આદિ નામો આપીને, નવો શ્વેતામ્બર મત ચલાવ્યો છે અને તે સિદ્ધાંતોના રચનારા, નવા ! સ્થાપન કરનારા શ્વેતામ્બરોના મૂળ આચાર્યો કાળ કરીને દુર્ગતિમાં ગયા છે

(૩) હાલમા વિચરી રહેલા શ્વેતામ્બરના સાધુઓ તે બધા નામધારી સાધુઓ છે એમને આત્માની પડી નથી, બધા સ્થૂલદષ્ટિ અને જાડી બુદ્ધિ વાળા છે મહાવિદેહ ક્ષેત્રમા પ્રભુની આજ્ઞામાં જે સાધુઓ વિચરે છે તેએ કોઈપણ જાતના કપડા, મોરપીંછ કે કમડળ આદિ કોઈપણ વસ્તુ પોતાની પાસે રાખતા નથી, તેઓ તદ્દન નગ્ન રહે છે આહાર કરવાને ટાઇમે ગૃહસ્થને ઘેર જાય છે ત્યારે પ્રથમ તે ગૃહસ્થની સ્ત્રી તેના પગ ધુએ છે અને ત્યારપછી પુષ્પ ચોખા, કકુ આદિથી નવાંગી પૂજા કરે છે અને પછી સાધુના ખોબામા તે બાઈ આહાર પાણી આપે છે તે આરીતે તેઓ ચા યા જાય છે આવુ વર્તન કરનારા જે સાધુ હોય તેજ સાચા સાધુ છે બાકી બધા નામધારી સાધુઓ છે

(૪) આ કાળમા સાચુ સિદ્ધાત હોય તો તે સમયસાર જ છે કારણ કે તે ભગવાન જેવા થઈ ગયેલા કુદકુદાચાર્યે દેવતાની મહાયથી મહાવિદેહમા જઈને પ્રભુ પાસે આઠ દિવસ રોકાઇને બનાવેલું છે માટે તેજ સાચુ સિદ્ધાત છે

(૫) હું બોલુ છુ, હું ચાલું છુ, હું ખાઉં છુ, હું લખુ છુ એવુ જે માનવુ તે મિથ્યાત્વ અજ્ઞાન, પાખડ છે માટે આવી માન્યતા રાખનારને હજારો ગાયોને કાપી નાખનારને જે પાપ ન લાગે તે પાપ લાગે છે

(૬) ઘણી ઘણી ક્રિયાઓ કરીને આ આત્મા નવમી ગ્રૈવેયક સુધી જઈ આવ્યો છતા આત્માનુ કલ્યાણ થયુ નહિ, માટે હું સામાયક કરૂં, હું ઉપવાસ કરૂ આવો જે વિકલ્પ લાવવો તે ભયકરમા ભયકર અજ્ઞાન છે કારણ કે કોઈપણ ક્રિયા કરવાના વિકલ્પ તે આત્માનો સ્વભાવ નથી એટલે કે ધર્મ નથી અને તેથી કરનેજ સામાયિક કરનારો ૭૦ ક્રોડાક્રોડી સાગરોપમનું મહામોહનીય કર્મ બાધે છે, ત્યારે લડાઈ કરવા છતા સમ્યગ્દષ્ટિ આત્મા નિર્જરા કરે છે

(૭) જ્ઞાનીની કોઇપણ ક્રિયા અજ્ઞાનીના જેવી જ હોય છતા જ્ઞાનીને નિર્જરા થાય છે ત્યારે અજ્ઞાનીને (કર્મ) બધ થાય છે કારણ કે જ્ઞાની એમ માને છે કે હું આ કરતો નથી પર તુ પૂર્વે અજ્ઞાનદશામા બાધેલા કર્મનો ઉદય આવે તે ભોગવી લઉં છુ ત્યારે અજ્ઞાની હું કરૂં છું એમ માને છે, માટે તે બધાય છે

(૮) આત્માનો મોક્ષ થતો નથી પણ સમજાય છે, કારણ કે આત્મા બંધાયેલોજ નથી, અત્યારે જ શરીરથી જુદો છે છતાં અજ્ઞાનતાથી આત્માએ એમ માન્યું છે કે, હું બંધાયેલો છુ આ માન્યતા ટળી જાય અને એને એમ સમજાય કે,હું શુદ્ધ સ્વરૂપી જ્ઞાતા છુ આ સમજણ થાય તો એનો મોક્ષ થઇ જાયછે

(૯) શ્વેતામ્બરોના સિદ્ધાંતોમાં એકલી દયા-દયાનોજ અધિકાર છે, તેથી તે એકાન્ત પુણ્યબંધ છે માટે તે છોડવા યોગ્ય છે ત્યાગ કરવો, કોઇ જીવને બચાવવો, કે કોઈ જીવની દયા પાળવી તે આત્માનો ધર્મ જ નથી હું બીજાને બચાવુ કે હું બીજાને દુખ દઉ, આવુ જે માનવુ અને કરવુ તે મિથ્યાત્વ, અજ્ઞાન અને પાખંડ છે

(૧૦) આત્મા જ્ઞાનભાવમાં હોય અને એના શરીરથી ગમે તેટલા જીવો કપાઈ જાય તો પણ તેને નિર્જરા થાય છે કારણ કે તે એમ માને છે કે આ શરીરનાં પરમાણુઓ એ કાળ એ ક્ષેત્રે જવાનાં હતા તેથી કરીને એ પ્રમાણે મને વિકલ્પ આવ્યો, તેમાં મારે શુ ? હુ તો જોનારો જ્ઞાતા છુ અને એ શરીર નિમિત્તે જે જીવોની હિંસા થઈ તેનુ આયુષ્ય પૂરૂં થવાનું હતું તે થયું છે

(૧૧) મુહપત્તિ બાંધવી તે લિંગજ કુલિંગ છે સ્થાનકવાસીઓએ 'ભગવતી'ના પાઠ ઉપરથી તે પ્રથા પાડી દીધી છે અને તેઓ એકાંત ક્રિયામાં જ ઉતરી ગયા છે

(૧૨) મૂર્તિ ત્રણે કાળે સત્ય છે તેની પુષ્પ આદિથી અષ્ટ પ્રકારી પૂજા કરવી વગેરે બધુ સત્ય છે પરન્તુ તે દિગંબરો માને છે તેવી નિર્વિકારી હોવી જોઇએ તેવી મૂર્તિ સમકિત પામવાનું કારણ બને છે અને તેની અંદર જે જે જીવોની હિંસા થાય તે ઉપર જોવાનું નથી પરંતુ આત્માના ભાવ ઉપરજ જોવાનું છે ચક્રવર્તિઓ બગીચા રાખતા તે પ્રભુની મૂર્તિને ફૂલ ચડાવવા માટેજ રાખતા

આ ૧૨ માન્યતાઓ કેટલી બેહુદી છે તે તેની "સોનગઢી સિદ્ધાંત પર એક દૃષ્ટિ"નામથી કરેલ સમીક્ષા પરથી વાચકો સ્વયં જાણી લેશે કિં બહુના!

પંચભાઈની પોળ, અમદાવાદ
તા. ૨૨-૬ ૪૦

જીવનલાલ સંઘવી

# સોનગઢી સિદ્ધાંત પર એક દૃષ્ટિ

લેખક: પાડેલો

જ્યારે માન પૂજાની અભિલાષા મનુષ્યના હૃદયમાં ઘર કરી લીએ છે ત્યારે આત્મોત્થાન, પરોપકાર આદિ ઉચ્ચ ભાવનાઓ તેના હૃદયમાંથી નીકળી જાય છે પછી તેને એકજ ધૂન લાગે છે કે-મને કઈ રીતિથી વધારેમાં વધારે માન મળે આવા માણસોમાં બહારનો દેખાવ અને શબ્દનો-ભાષાનો આડંબર વધારે પ્રમાણમાં હોય છે જેવી રીતે સિંહનું ચામડું પહેરેલ ગર્દભ ઉપરથી કાંઇ અને અંદરથી કાંઈ બીજોજ હોય છે તેવી રીતે માન-પૂજાની અભિલાષાવાળાઓ પણ અંદરમાં જુદુ અને બહારમાં કાંઇ જુદુજ એવો વેશ બનાવે છે શ્રી "આચારાંગ" સૂત્રની શરૂઆતમાંજ પ્રભુએ કહ્યું છે કે -

પૂજનીય બનવાની ઇચ્છાથી મનુષ્ય ઉન્માર્ગનું અનુકરણ કરવા લાગી જાય છે

શાસ્ત્રોમાં એવા અનેક ઉદાહરણો મળે છે કે-જેમાં તેના નાયકોએ પૂજનીય બનવાની ઇચ્છાથી ભારે અપરાધ કરી નાખ્યો હોય છે આજે હું આ ભાવનાના રૂપમાં ફસી ગયેલ એક મહાનુભાવના મંતવ્યો પર થોડોક વિચાર કરવા પ્રયત્ન કરું છું

જ્યારથી બોટાદ સંપ્રદાયના કાનજી સ્વામી સોનગઢના મત રૂપે બહાર પડ્યા, ત્યારથી અનેક ભાઈઓની તેમનું મંતવ્ય જાણવાની ઇચ્છા હતી કેટલાક ભાઈઓએ પ્રગટપણે શ્રી કાનજીમને પ્રેરણા કરી હતી કે-તમો તમારૂં મંતવ્ય પ્રગટિત કરો પરન્તુ ન જાણે કયા ભયથી શ્રી કાનજીમહારાજે જનતાની આ માગણી પર લક્ષ ન આપ્યું જો હૃદયની ખરેખરી સરળતા અને સૈદ્ધાન્તિક સત્યતા તેમની પાસે

હોત તો પોતાનું મતવ્ય આટલો લાંબો વખત છુપાવવાની તેમને કોઈ જરૂરીયાત નહિ હતી થોડો વખત તો હું પણ તેમની માન્યતાથી અજાણ્યોજ રહ્યો. પરન્તુ રાખમાં દબાએલ અગ્નિ ક્યાં સુધી દબાઈ રહે? "સ્થાનકવાસી જૈન' પેપરના તા. ૨૩-૫-૩૯ ના અંકથી તેમના વિચારોનો મને પરિચય થયો પણ આ લેખથી મને વિશ્વાસ બેઠો નહિ. કારણ કે જે વ્યક્તિએ અનેક વર્ષો સુધી જૈન માન્યતા અને જૈન સૂત્રોનો પરિચય કરેલ છે તે વ્યક્તિના શું આવા ભડકા વિચારો હોઈ શકે? તે વખતે વિચાર થયો કે તેમના મન્તવ્ય જો ખોટા હશે, તો તે બાબતમાં બીજા અંકમાં જરૂર કાંઈ લખાણ આવશે આ સિવાય તે લેખ પ્રગટ કરનાર 'શ્રમણોપાસક જૈનબંધુએ પણ તે લેખના અંતમાં સ્પષ્ટ લખ્યું હતું કે-" લેખમાં બતાવેલ તમારી માન્યતામાં જો થોડો પણ ફેરફાર હોય અગર હું કાંઈ બીજી રીતે સમજ્યો હોઉં તો તમે (શ્રી કાનજી મ) તેનો ખુલાસો કરજો' આથી પણ સ્પષ્ટીકરણ કરવાની-થવાની આશા મને હતી પરંતુ આજ પાંચ માસથી પણ વધારે વખત થઈ ગયો, છતાં પણ હજુ સુધી તેમના તરફથી આ વિષયમાં કાંઈ પણ ખુલાસો કરવામાં આવ્યો નથી તેમજ સિદ્ધચક્ર' નામે પખવાડિક પત્રમાં પણ ૨૩-૫-૩૯ ના 'સ્થા જૈન પત્રના લેખ મુજબજ તેમના મત મેં હોય એવું લાગ્યું જેથી મને વિશ્વાસ થયો કે-આ બધીયે માન્યતાઓ શ્રી કાનજી મ.નીજ છે આ સિવાય ગયા શ્રાવણ માસમાં શ્રી કાનજી મ ના અર્ધા કલાકના વ્યાખ્યાનની મારી હાજરીથી મને દૃઢ વિશ્વાસ થઈ ગયો કે-હવે તેમના વિચારો ઉપર કાંઈ લખવું, તે જરાપણ અનુચિત નથી

અહીં હું સૈદ્ધાન્તિક સમીક્ષાજ કરીશ વ્યક્તિની નહિ આ લેખની શરૂઆતમાં મે શ્રી કાનજી મ ને પૂજનીય બનવાની અભિલાષાવાળા લખ્યા તેની મતલબ એ છે કે-થોડા વર્ષો પહેલાં (સં ૧૯૮૫ માં) અવધિજ્ઞાનનું નામ લઈને ખોટી માન-પૂજા મેળવવાની

એક ઘટના યાદ આવી જવાથીજ મે આ વિષયમાં તે લખ્યુ છે અને આ રીતે મારૂ કહેવુ પ્રાય સત્ય છે

"જૈન" પેપરમા એક 'શ્રમણોપાસક" ભાઈએ તેમના ચાર મતઓ છપાવ્યાં છે, અહીં હું ટુંકમાં તે બધા ઉપર વિચાર રજુ કરૂં છું

૧ "હાલમા ચાલી રહેલા જૈનના કુલ ફિરકાઓમાં મુખ્ય પૂછો તો દિગબરજ છે, પર તુ તેમાં પણ હાલ તો શિથિલતા વર્તે છે, તેથી કરીને તે પણ ખાસ કરીને માન્ય રાખવા જેવો રહ્યો નથી"

સમીક્ષા–તેમનો આ વિચાર ફક્ત દ્વેષને લઈનેજ થયો લાગે છે, કેમકે તેમા ન તો કારણ આપ્યુ છે કે ન કોઈ હતું ફક્ત નવો પથ ઉભો કરવાની ભાવના તો તેમાં જરૂર દેખાઇ આવે છે અને ત્યારેજ બધાય ફિરકાને હેય (ત્યાગવા યોગ્ય) કહેવા પડ્યા જો દિગબરને માન્ય કરી લીએ તો તો પછી પથ પ્રવર્તક કે પ્રભુજી બનીને પૂજા કરાવવાની ઇચ્છા પૂર્ણ ન થાય. આ પહેલા મતવ્યમા એક ચતુરાઇ તો જરૂર છે કે જો દિગબર સંપ્રદાયનો પણ પૂર્ણ બહિષ્કાર કરી નાખે, તો પછી ક્યાંયથી પણ સહાનુભૂતિ પોતાને મળી શકે નહિ. બીજુ શ્રી કાનજી મ ને ઘૃણા તો શ્વેતાંબર મતનીજ છે તેથી દિગબરને જરૂર કાંઈ થોડો ઘણો રાજી રાખવોજ જોઇએ તેથીજ દિગબર સમાજને મુખ્ય કરા યો ત્રીજુ સ્વતત્ર રચો બનાવવાની તેમનામાં શક્તિ નથી તેથી દિગબરોનાજ શાસ્ત્ર–' સમયસાર" ને માનવુ પડયુ આથી શ્વેતાંબરોનો એકદમ બહિષ્કાર થઈ જાય છે અને દિગબરો રાજી રહે છે નવો પથ ઉભો કરવાની ભાવના સિવાય આ પહેલા મતવ્યમા બીજો કાંઇ દમ નથી

સ્વામીજીએ દિગબરોને જ મુખ્ય (મૌલિક) કયા આધારથી કહ્યા, તે કાંઇ સમજાતુ નથી જો બહારના નગ્નપણાને જ લઇને તેમ કહ્યુ હોય તો તે વ્યાજબી નથી કેમકે ફક્ત બહારના દિગ મ્બ-

પણાથી જૈનત્વ નથીજ હું એ બતાવવા માગુ છુ કે-પાંચ વર્ષ પહેલાંની એક વાત છે કે-જેમાં એક દિગબરમુનિ અને તેમના બે શિષ્યોએ બહુજ શરમ ભરેલી વર્તણુક ચલાવી હતી છાપાઓ વાચનાર આ હકીકત જરૂર જાણે છેજ આ મુનિ બહારથી દિગબર હોવા છતાં પણ તેનું આચરણ બહુજ ખરાબ હતું આ મુનિ પ્રત્યક્ષમાં નગ્ન રહેતા છતા પણ કેટના પરિગ્રહધારી અને બ હતા, તે તો આજ પણ છાપાંઓની ફાઈલો જોવાથી ખબર પડી આવશે+ પછી ફક્ત બહારના નગ્નપણાની કિંમતજ શુ રહી ? રહી ફક્ત નિર્મમત્વપણાની વાત તો તેમા તો જૈનોના કોઈ પણ ફિરકામા

---

+ આ બાબતમા મુંબઈનું જ મભૂમિ પેપર તા ૨૮-૯-૩૪ અંક ૯૫ મા લખે કે—

'જબલપુરમા જૈન સાધુનું અવસાન'
મુની ક્ષસાગરે નગ્ન રહેવાની પ્રથા વખોડી કાઢી હતી
( અમારા ખબરપત્રી તરફથી )

જબલપુર તા ૨૭ મુનીન્દ્રસાગર ઉર્ફે મુનાલાલ નામના એક દીગબર જૈન સાધુ લાબી માદગી બાદ આજે વીક્ટોરીઆ હોસ્પીટલમા મરણ પામ્યા હતા તેમના શબની અતિમ ક્રીયા વખતે તેમના અનેક અનુયાયીઓ હાજર હતા સ્વર્ગસ્થે મરણ અગાઉ થોડા દીવસ પહેલા જૈન સાધુઓની નગ્ન રહેવાની પ્રથાને વખોડી કાઢી હતી અને પોતે કપડા પહેરવા શરૂ કર્યા હતા તેઓ રાત્રે અને દીવસે દવા અને ખોરાક લેતા હતા જાહેર નતા તરફથી મળેલી નાણાંની એક મોટી રકમ તેઓ પાછળ મુકી ગયા હોવાનું જણાય છે'

મુનિઓના ઇદ્ર એવા આ મુનીન્દ્રસાગરનું વર્તન જ્યારે આવુ છે, ત્યારે પછી સાધારણ મુનિઓનુ તો કહેવુજ શું ? 'જ મભૂમિ પેપરે તો ફક્ત આટલાજ સમાચાર આપ્યા છે, પણ દિ જબરો તરફથી નીકળતુ 'જૈનજગત્' આ બાબતમા ખુબજ વિસ્તારથી લખે છે લબાણ થવાની બીકે હુ જૈન જગત્ ની હકીકત મુકી દઉ છુ જે ભાઇઓને આ વિષે વધારે જાણવુ હોય તેમણે સને ૧૯૩૪ના જુલાઇથી ડીસેમ્બર સુધીના 'જૈન જગત્'ના અંકો વાચી જવા

મતભેદ છેજ નહિ મમત્વ અને આસક્તિપણાને તો કોઇ પણ કિરિક ઉત્તેજન દેતોજ નથી બહારથી દિગબર રહેવા છતા પણ જો શરીર ઉપર મમત્વ બન્યુ રહે તો આત્મકલ્યાણ થઈ જ ન શકે આવુ બહારનું દિગબરપણુ કોઈ કોઈ વખત પોતાના શરીર અને આત્માના પતનનું કારણ પણ બની જાય છે આ વર્તનીજ તાજી ઘટના છે કે જેમા ત્રણ દિગબર મુનિઓ નગ્ન હોવા છતા પણ શરીરના મમત્વના કારણે આગથી બળી ગયા આ ઉપરથી વાચકની ખાત્રી થશે કે ફક્ત બહારનું દિગબરપણુ કઇજ કામનું નથી

હવે જે દિગબર સંપ્રદાય તેનેજ જો મૌલિક (અસલી-મુખ્ય) કહેવામા આવે તો તે જરા પણ ઠીક નથી કારણ કે દિગબરોના માન્ય ગ્રથોમાજ શ્વેતાબરોની હકીકત અને તેનું ખડન કરવામા આવ્યુ છે આ હિસાબે-એક સામાન્ય માણસ પણ સમજી શકે કે દિગબર પહેલા શ્વેતાબર સમાજ હતોજ

આ બધા ઉપરથી ચોક્કસ કહી શકાય કે-શ્રી કાનજી મ નો આ ગોન-મોલ સિદ્ધાંત કાઈ પણ દમ વગરનો જ છે કોઇ પણ પ્રમાણ કે યુક્તિવગર કાઈ પણ કહી નાખવુ તે જરા પણ વ્યાજબી નથી

ખરૂ પૂછો તો તેમનું આ મતના નવો પથ પ્રવર્ત્તાવવાની લાલસાનુંજ ફળ છે નહિતર જો તેઓ ખરેખર અધ્યાત્મવાદી હોય તો પછી તેમને માટે ન તો સંપ્રદાય બાધક છે ન વસ્ત્ર કે ન શરીર. સંપ્રદાયમાં રહીને અને અન-વસ્ત્રથી શરીરનો નિર્વાહ કરતા પણ ખરો આત્માર્થી પોતાના આત્માનું ઉત્થાન જરૂર કરી શકે છે શ્રી કાનજી મ પોતે પણ ન અહીંના ન તહીંના જેવા રહે છે દિગબરને મુખ્ય કહેવા છતાં પણ પોતે શ્વેતાબરનોજ વેશ પહેરી રહ્યા છે અને પોતાના શિષ્યોને મુહપત્તિ-રજોહરણ સાથે સફેત કપડામા ગામોગામ ફેરવે છે જો દિગબર સંપ્રદાય જ તેઓ સાચો માનતા હોય તો શા માટે તેઓ પોતે નગ્નાવસ્થામા નથી રહેતા ? અને પોતાના શિષ્યોને

શા માટે કપડાં-મુહપત્તિ રાખવા દે છે? બધાય ઉપકરણ શ્વેત-સ્થાનકવાસીનાં રાખવાં અને ફક્ત એક મોરપીંછી દિગમ્બરોની રાખવી, તેથી શું દિગમ્બર થઈ જવાતું હશે? શ્રી કાનજી મ. મોઢેથી તો કહે છે કે–દિગમ્બર મુખ્ય છે, પણ પોતાના વર્તનથી પોતે જ સાબિત કરે છે કે, સ-અમ્બરત્વ (કપડાં પહેરવા) એ જ સાચો અને આજના જમાનાનો ધર્મ છે તો પછી શ્વેતામ્બરોની નિંદા અને દિગમ્બરોની પ્રશંસાનો અર્થ જ શું રહ્યો?

આ ઉપરાંત પોતાનામાં બીજી કોઈ ઉત્કૃષ્ટતા કે દક્ષતા ન હોવા છતાં, બીજાઓને શિથિલ કહેવાનો તેમને અધિકાર જ શું છે? તેમજ જ્યારે તેમને દિગમ્બરમાં અને તેમના મુનિઓમાં શિથિલતા દેખાણી તો પછી આ શિથિલતામાં તેઓ પણ શું તેમના જેવાજ શિથિલ રહેવા માગે છે? મઠાધીશ બનીને સોનગઢમાંજ ચાર-પાંચ વર્ષ એકજ જગાએ પડયું રહેવું, તેજ તેઓની ઉત્કૃષ્ટતા કે બીજું કાંઈ? પછી આ વાણી-વિલાસનું મૂલ્ય શું છે?

ટુંકામાં માનનીય-પૂજનીય બનવાની ઈચ્છાથી બીજાઓની નિંદા કરવી અને વાસ્તવિકતાથી રહિત મત મો બાંધી લેવા તેથી તો આત્મપતન સિવાય બીજું કાંઈ ફળ મળવાનું નથી.

## લેખાંક બીજો

શ્રી કાનજી મ ના પહેલા સિદ્ધાંત ઉપર વિચાર કરી ગયા બાદ હવે આપણે તેમનો બીજો સિદ્ધાંત જોઈએ તે સિદ્ધાંત એ છે કે–

'શિથિલ થએલા આચાર્યોએ પોતાની શિથિલતાને પોષવા માટે સિદ્ધાંતોના ઓઠાં તળે નવા પુસ્તકો રચી તેને અંગઉપાંગ આદિ નામો આપીને નવો શ્વેતામ્બર મત ચલાવ્યો છે, અને તે સિદ્ધાંતોને રચનારા-નવા મતનું સ્થાપન કરનારા શ્વેતામ્બરોના મૂળ આચાર્યો કાળ કરીને દુર્ગતિમાં ગયા છે'

સમીક્ષા-સોનગઢી સંતનો આ બીજો સિદ્ધાંત શ્વેતામ્બરોના સૂત્રો અને તે બનાવનારાની નિંદા કરી રહ્યો છે

જે સૂત્રો શ્વેતાંબર સમાજ તીર્થંકર કથિત અને ગણધર રચિત માને છે જેના પ્રરૂપકો રાગ-દ્વેષ રહિત હતા અને જેઓ તેજ ભવે મોક્ષ ગયેલ છે, તેમની વિરૂદ્ધનો મહાધીશજીનો આ બકવાટ ખરી રીતે જોઈએ તો નિન્હવપણાની સીમાને પણ વટાવી જાય છે ન માલુમ સંતજીએ કયા વિચારથી આ આપ્ત કથિત સૂત્રોને શિથિલાચારીકૃત હોવાનું કહી નાખ્યું

શુ આ સૂત્રોમા વિના કારણ એકજ જગાએ મઠાધીશ બનીને પડ્યા રહેવાનો નિષેધ કર્યો છે તે માટે ? શુ આ સૂત્રોમા સમ્યક્ જ્ઞાનની સાથે સદ્ક્રિયા કરવાની વિધિ બતાવી છે તે માટે ? શુ આ સૂત્રોમાં સામાયિક, પ્રતિક્રમણ અણુવ્રત, મહાવ્રત, પ્રત્યાખ્યાન, તપ શ્ચર્યા આદિ કાયાને કષ્ટ પડે તેવા વિધાનો બતાવવામાં આવ્યા છે તે માટે ? શુ આ સૂત્રોમાં ઉઘાડે મોઢે બોલવાની મના કરી છે તે માટે ? શુ આ સૂત્રોમા કુમકુમ ચાવલ અને પૈસાથી પુસ્તકોની પૂજા કરવાનું વિધાન નથી તે માટે ? શુ આ સૂત્રોમા મુનિઓની નવાગી પૂજા અને તે પણ સ્ત્રીઓથી કરવાનુ વિધાન નથી તે માટે ?

શુ કારણ છે કે-આ મહા પવિત્ર આગમોને શિથિલાચારીઓ કૃત હોવાનું કહેવુ પડે છે ? પાખડ ચલાવવાને માટે તો નથીને ?

ખરી રીતે તો જ્યા સુધી મઠાધીશજી આ આગમો અને તેના રચનારાઓનો બહિષ્કાર ન કરે ત્યા સુધી તેઓશ્રી ન તો એક જગા પર વર્ષો સુધી પડ્યા રહી શકે છે, કે ન તો આત્માને ઉચ્ચ કક્ષા પર લઈ જતી એવી સદ્ક્રિયાઓનું ખડન કરી શકે છે, કે ન તો ગૃહસ્થોની માફક ઉઘાડે મોઢે બોલી શકે છે, કે ન તો નવાગી પૂજા કરાવવાની ભાવના વ્યક્ત કરી શકે છે

આ તો ફક્ત આમ કહીને પૂજનીય બનવાનો એક રસ્તો જ માત્ર

કાર્યો છે એમ કર્યા વિના નવો પથ નીકળી જ શકતો નથી. અને આ મોનગની ગતે ખરેખર તેમ કરવામાં લાંબી નજર દોડાવી પોતાની અક્કલ બતાવી આપી છે

પણ હું તેમને પૂછુ છુ કે-પથપ્રભુ ! એ તો બતાવો કે શ્વે. જૈન આગમોના રચવાવાળાઓને આપે દુર્ગતિ (નરક-તિર્યંચ) માં કેવી રીતે જોયાં ?

શુ આપને નારણભાઈની માફક અવધિજ્ઞાન થયુ છે ? કે ફક્ત પથ પ્રપચાવી ખાતર જ આ બધુ કહેવુ પડે છે !

વેતાંબર શાસ્ત્રોની અને આચાર્યોની પેટ ભરીને (ખાનગીમાં તેમજ કોઈ કોઈ વાર જાહેરમાં) નિંદા કરવી અને તેજ શ્વે શાસ્ત્ર અને આચાર્યોને માન્ય એવાં સફેદ વસ્ત્રો અને ગ્લેહરણ વગેરે રાખતાં આ શુ પરસ્પર વિરોધ નથી ? એક બાજુ નગ્નપણાનું મડન કરવુ અને પોતે શ્વેત કપડાં પહેરવા ! આ શુ વીસમી સદીનું ફારસ નથી લાગતું ? તેમજ શ્વે શાસ્ત્રનું ખડન કરવુ અને પાછું તેજ શ્વે શાસ્ત્ર-'સુયગડાગ' વાંચવુ આ પણ એક નવી નવાઈ નથી લાગતી ? આથી પણ વધારે હાસ્યાસ્પદ વાત તો એ છે કે—જે શ્વે શાસ્ત્રોને પોતે ખોટા કહે છે તેજ શ્વેતાંબર સાધુના વેષમાં શ્રી કાનજી મ પોતાના બે શિષ્યોને ગણે છે ગામમાં જ્યારે આ મહાત્માજી તેમના શિષ્ય સાથે નીકળે છે, ત્યારે લોકો વાતો કરે છે કે-આ શુ ફારસ ! ગુરુજી તો ઉઘાડે મોઢે અને ચેલો મુહપત્તિવાળા ? આ તે કઇ જાતનો ધર્મ !

જો પોતાને દિગબરની ખરેખર શ્રદ્ધા હોય તો તેમણે તરતજ લુગડાં ફગાવી દઈ નગ્નાવસ્થા સ્વીકારવી જોઈએ અને પોતાના શિષ્યોને પણ તેમના જેવા જ બનાવી લેવા જોઇએ કદાચ શિષ્યો તેમ કરવાની ના પાડે તો તેમને પોતાનાથી અલગ કરી દઈ પોતે એકલાએજ નગ્નપણે વિચરવુ જોઈએ સજ્જન માણસનો તો એ જ રસ્તો હોય છે કે—જે પ્રમાણે પોતે બોલે તેજ પ્રમાણે ચાલે

જાય છે, અને સમયસારપથની સંખ્યા થોડોક વખત તો વધતી જતી હોય તેમ લોકોને લાગે છે

બીજા કશાની ખાતર નહિ, પણ તેમના પોતાના હિતની ખાતર હું તેઓશ્રીને નમ્રભાવે વિનતિ કરૂં છુ કે-તેઓશ્રીએ તરતજ દુનિયાને લાગતું આ માયા કપટ છોડી દેવુ જોઈએ અને પોતાને યોગ્ય લાગે તે દિગંબર મુનિ, એલક, ક્ષુલ્લક બ્રહ્મચારી કે ગૃહસ્થ આચાર્યનો વેશ તરતજ પહેરી લેવો તેજ પ્રમાણે વર્તન રાખવુ કે જેથી કોઈ કાંઈ કહી શકે નહિ અને કદાચ આટલી પણ શક્તિ ન હોય તો દિગંબર શ્રાવકનો વેશ પહેરી લઈ તે પ્રમાણે દુનિયાને જાહેર કરવુ જેથી તેઓશ્રી કઇ અવસ્થામાં છે તેની બધાને ખબર પડે જો કે આમ કરવાથી જે કોઇ દિગંબર મુનિ કે એલક વગેરે તેમને મળશે તેમને શ્રી કાનજી મહારાજે વંદન કરવુ પડશે પણ તે તો એક નાની વાત છે તેટલા ખાતર પોતાના આત્માનું તેમણે બગાડવુ ન જોઈએ

હવે કદાચ દલીલની ખાતર શ્રી કાનજી મ ની વાત માની લઈએ કે શ્વે શાસ્ત્રો શિથિલ આચાર્યોએ બનાવ્યા છે આટલું માની લેવા છતાં પણ હું કહું છુ કે-શ્રી કાનજી મ ને ચેલેન્જ આપી કહું છુ કે-આ શ્વે શાસ્ત્રોમા કઈ કઇ શિથિલતા ભરી છે તે તેઓશ્રી બતાવી આપે. હું હિમ્મત પૂર્વક કહું છુ કે, કપડાં પહેરવાની વાત સિવાય તેઓ બીજી કોઈ પણ શિથિલતા બતાવી શકશે નહિ ત્યારે તેઓશ્રી જરા પોતાનાજ સંપ્રદાય તરફ નજર કરશે, તો તેમને દીવા જેવુ માલમ પડશે કે, દિગંબર સંપ્રદાયમા પણ અનેક પોલો ભરી પડી છે

૧-મોરપીછાનો સાવરણો અને કમંડલ એ શુ પરિગ્રહ નથી? જ્યારે તદ્દન નગ્નાવસ્થા સ્વીકારી ત્યારે પછી આ પરિગ્રહની તેમને શી જરૂર છે?

૨-નગ્નમુનિના યુવાન સ્ત્રીઓ પગ ધુએ-લુછે અને તેમના હાથમાં ભોજન દિએ આ શુ જેવી તેવી પોલ છે? દુનિયાના કોઈ

પણ ધર્મમાં-હલકામાં હલકા ધર્મમાં પણ લખ્યુ છે કે-સ્ત્રીઓ સાધુને અડી શકે જ નહિ ત્યારે આ સત્ય કહેવાતા દિગમ્બર ધર્મમા સ્ત્રીઓ સાધુને અડીને પગ ધુએ એ શુ આ વિસમી સદીની નવાઈ નથી લાગતી ?

૩-દિગમ્બર મુનિઓને માટેજ રસોઈ તૈયાર થાય છે એ મારી નજરે જોયુ છે કે જ્યારે દિગમ્બર મુનિઓ યાત્રાર્થે જતા હોય છે, ત્યારે તેમની સાથે ૫-૨૫ ગાડાંઓ પણ હોય છે અને જ્યા તેમનો મુકામ થાય છે ત્યાં ખાસ તેમને માટેજ રસોઈ-પાણી થાય છે. આટલી પોલ હોવા છતા પણ શુ દિગમ્બર ધર્મ જ સાચો હોઈ શકે છે ?

૪-શ્રાવકો દિગમ્બર મુનિઓના હાથ-પગ અને આખુ શરીર (વગર બિમારીએ પણ) દાબે છે-પગચપી વગેરે કરે છે હું શ્રી કાનજી મ.ને પુછુ છુ કે આ શરીર દાબવાનું કયા દિગમ્બર ગ્રન્થમા લખ્યુ છે ? અને જો લખ્યુ હોય તો શિથિલપંથ તમારો કે અમારો ?

૫-અમારા માન્ય સૂત્રોમાં એક પણ નામી કે લોકોને ભ્રષ્ટ કરે તેવી વાત કયાંય પણ નહિ મળે ત્યારે તમારા ગ્રન્થોમા હું છાતી ઠોકીને કહું છુ કે-તમારા અનેક ગ્રંથો વિષય અને વ્યભિચારની વાતથી ભરપૂર ભર્યા પડયા છે તમારા ગ્રંથોમાં આવેલી આ વાતો અને તેની જો હું સમીક્ષા કરવા બેસું તો પાંચસો પાનાનું એક દળદાર પુસ્તક તૈયાર થઈ શકે કદાચ તમે નહિ જાણતા હો તો, હું કહુ છુ કે-નીચેના પુસ્તકો જરા મારી વતી તસ્દી લઈ એક વખત જરૂર વાંચી જશો —

ત્રિવર્ણાચાર પદ્મપુરાણ આદિપુરાણ પાંડવપુરાણ, હરિવંશ પુરાણ સમ્મે૦ શિખર મહાત્મ્ય વગેરે વગેરે

આમાના કોઈ કોઈ ગ્રંથમા એવાં ગપ્પા માર્યા છે કે-ગધેડાને પણ તાવ આવે 'ચર્ચાસાગર' જેવા ગ્રંથમા લખ્યુ છે કે-ગોબર (ગાયના છાણ) થી તીર્થંકરની પૂજા-આરતી કરવી હું ધારું છુ કે-

જે દિગબરો મૂર્તિની પૂજા કરતા ગોબરનો ઉપયોગ કરે છે, તે દિગબરોએ જરૂર સાક્ષાત તીર્થંકર પ્રભુને પણ તેની પૂજાથી પવિત્ર કર્યા હશે અનેક ગ્રંથોમાં વિષય અને વ્યભિચાર ચારે બાજુ ભર્યો પડયો છે–જાણે કેમ દિગબરનાં આ ધર્મશાસ્ત્રો કામશાસ્ત્રોનો જ ઉપદેશ દેવા માગતા ન હોય? ત્રિવર્ણાચારમા તો એટલી બધી ભ્રષ્ટ વાતો લખી છે કે–જેની કોઇ સીમા જ નથી આ તો ફક્ત મે ટૂકમા જ લખ્યુ છે કોઈ પણ ભાઈને આ બાબત વિશેષ જાણવાની ઈચ્છા હોય, તો તેમણે મને આઠ દિવસની અંદર લખી જણાવવુ તો દિગમ્બર ધર્મશાસ્ત્રમા કેવા કેવાં અણમોલ મોતીઓ (!) પડ્યા છે, તેની થોડીક વાનગી હું મારા ભાઈઓને આવતા અકમા ચખાડીશ

પોતાના દિગમ્બર ધર્મશાસ્ત્રમા તો જોવુ નહિ અને પારકાના શાસ્રો શિથિલ આચાર્યોના બનાવેલ છે એમ ફટ દઈને કહી દેવુ તે શ્રી કાનજી મ જેવા માણસને માટે યોગ્ય નથી બીજાના ઘરની પચાત કરતા પહેલા, પોતાનું ઘર પણ તપાસવુ જોઈએ તે તો બળતુ નથીને? અમારાં બત્રીશ સૂત્રો અમારા આત્માને ઉચ્ચ માર્ગે જ લઈ જનારા છે તેમા અમારા આત્માનું અહિત થાય તેવી એક પણ વાત નથી તેથી આ ૩૨ સૂત્રો શિથિલાચારી આચાર્યોએ બનાવ્યા છે, એમ જે શ્રી કાનજી મ કહે છે તે તેમની વાત તદ્દન ખોટી જ છે

<u>લેખાંક ત્રીજો</u>

શ્રી કાનજી મ ના પહેલા બે સિદ્ધાત ઉપર વિચાર કરી ગયા બાદ, હવે આપણે તેમનો ત્રીજો સિદ્ધાત જોઈએ એ સિદ્ધાત એ છે કે –

'હાલમા વિચરી રહેલા શ્વેતામ્બરના સાધુઓ તે બધા નામ ધારી સાધુઓ છે કોઈને આત્માની પડી નથી બધા સ્થૂલ દૃષ્ટિ અને જાડી બુદ્ધિવાળા છે મહાવિદેહ ક્ષેત્રમાં પ્રભુની આજ્ઞામાં જે સાધુઓ વિચરે છે તેઓ કોઈ પણ જાતનાં કપડા, મોરપીંછ કે

કમડળ આદિ કોઈ પણ વસ્તુ પોતાની પાસે રાખતા નથી, તેઓ તદ્દન નગ્ન રહે છે આહાર કરવાને ટાઈમે ગૃહસ્થને ઘેર જાય છે, ત્યારે પ્રથમ તે ગૃહસ્થની સ્ત્રી તેના પગ ધુએ છે અને ત્યારપછી પુષ્પ ચોખા કકુ આદિથી નવાગી પૂજા કરે છે અને પછી સાધુના ખોબામા તે બાઈ આહાર પાણી આપે છે તે આરોગીને તેઓ ચાલ્યા જાય છે આવુ વર્તન કરનારા જે સાધુ હોય તેજ સાચા સાધુ છે, બાકી બધા નામધારી સાધુઓ છે "

સમીક્ષા-શ્વે સમાજના બધા સાધુઓની નિંદા કરવી, એ શુ અધ્યાત્મજ્ઞાની કહેવાતા શ્રી કાનજી મ ને શોભે તેવુ છે ? જે સાચો અધ્યાત્મી હોય તેને માટે તો જરૂર અનુચિત જ છે, પણ પથ પ્રવર્તક અને પૂજનીય બનવાની ઈચ્છાવાળાને માટે તો જરૂર તેમ કરવુ તે લાભદાયક જ છે, અને તેથી જ મહાત્મા (!) કાનજી મ નિંદા કરી નિંદક બની રહ્યા છે પણ તેમણે એ પણ ધ્યાનમા રાખવુ જોઈએ કે-આવા આવા તુચ્છ અને નિરર્થક વક્તવ્યથી ન તો શ્વે સમાજનું કંઈ બગડે છે કે ન તો શ્વે સમાજના સાચા સાધુઓનું આવી નિંદા કરવાથી જો કોઈનો પણ બગાડ થતો હોય તો ફક્ત તેમના પોતાના આત્માનો અને તે સાથે તેમની ભ્રમજાળમા ફસેલા અને ભવિષ્યમા ફસવાવાળા ભોળા ભાઈ-બ્હેનોનો દીક્ષા લીધા બાદ મરિ-યાદાની બહાર પગ પણ ન મૂકનાર શ્રી કાનજી મ. શુ જોઈને આખા હિન્દના શ્વે સાધુઓને પ્રમાણપત્ર આપી દીએ છે ? કે પછી તેમના નવા પથમા નિંદકનેજ આત્માર્થી અને સૂક્ષ્મબુદ્ધિવાળા માનવામા આવે છે ?

અધ્યાત્મજ્ઞાની શ્રી કાનજી મહાત્માના આ ત્રીજા સિદ્ધાન ઉપરથી એક વાત એ નક્કી થતી લાગે છે કે-શ્રી. કાનજી મ પોતાના સોનગઢના મઠમાથી કોઈ વખતે ઉડણ ખાટલીમા બેસી મહાવિદેહ ક્ષેત્રને જરૂર પાવન કરી આવ્યા હશે. અગરતો આ મહાત્માશ્રી

પાસે જરૂર કોઈ પ્રકારનું અવધિ અગર તો તેથી ઉંચુ જ્ઞાન હશે તેથીજ તો તેઓથી અહીં-ભરતક્ષેત્રમાં બેસી મહાવિદેહક્ષેત્રના સાધુઓની વાતો ફેંકે રાખે છે અને નાગાધડ ગ હોવાની સાથે સ્ત્રીઓ દ્વારા પગ ધોવાની, કુ કુમ, ચાવલથી સ્ત્રીઓ દ્વારા પૂજા કરવાની અને કમડળ કે મોરપીછાનો સાવરણો પણુ દિગબર સાધુઓ ન રાખતા હોવાની વાતો ચગા યે રાખે છે શ્વે સમાજમાં એક બે વર્ષની નાની બાળા કે એસ્સો વરસની ડોશી પણ સાધુને અડી શક્તી નથી-અડવાની ચોકખી મનાઈ છે, ત્યારે હિંદુઓના દરેક ધર્મથી ઉનટા ચાનવવાવાળા આ સોનગઢીસત મહાવિદેહનું જુઠ-મુઠ નામ લઈને સ્ત્રીઓ દ્વારા સાધુઓની પૂજા કરવાનું બતાવી રહ્યા છે આમાં પણ તેમની કાંઈ ગૂ ઢ મતલબ હોવી જોઇએ મને તો લાગે છે કે-જેવી રીતે શ્રી કુ દુકાચાર્યને માટે મહાવિદેહ ક્ષેત્રમાં ગયાની દતકથા પ્રચલિત થયેલી છે, તેવી રીતે શ્રી કાનજી મ. આ સસાર છોડી ગયા બાદ તેમના ભક્તો પણ આવા મત ચેના આધારથી ભવિષ્યમાં તેમને (શ્રી કાનજી મ.ને) મહાવિદેહમાં સદેહે ગયા હોવાનું બતાવી શકે આવો કોઈ ગુપ્ત લાલસાથી આવી વાતો વહેતી મૂકી હોય તો પણુ તે બનવા જોગ છે બાકી પ્રભુની ઇચ્છા તો પ્રભુશ્રીજ જાણે હું તો ફક્ત અનુમાનથી જે વાત સત્ય લાગે છે તેજ કહી શકુ, બાકી આમ કોઈ પ્રબળ પ્રમાણુ સિવાય આવી વાતો હાંકી મૂક્વી તે ખરૂં પૂછો તો પોતાની જ હાંસી કરવા જેવુ છે

શ્રી સાધુને અડી શકે એવુ દુનિયાનો કોઈ પણ ધર્મ કહેતો નથી ત્યારે જૈનોના દરેક ફિરકામાં અસલી કહેવાનો એવો આ દિગ બર ધર્મ, સ્ત્રીઓથી જ તેમના નગ્ન મુનિઓના પગ ધોવરાવે છે સ્ત્રીઓથી જ તેમના નગ્ન સાધુઓની નવાંગી પૂજા કરાવે છે અને સ્ત્રીઓથી જ તેમને આહાર અપાવે છે સ્ત્રીઓને અડવાથી શુ આ નગ્ન મુનિઓનું બ્રહ્મચર્ય અખડ રહી શકે ખરૂં ? કદાપિ નહિ. બ્રહ્મચર્યવ્રત ખ ડિત થાય જ

હું આ મતવાળાઓને પૂછું કે-સ્ત્રીઓની બદલીમાં પુરૂષો પગ ધુએ તો ન ચાલે? નગ્ન મુનિની નવાંગી પૂજા સ્ત્રીઓને બદલે પુરૂષો કરે, તો શું ન ચાલી શકે? તેમજ નગ્ન મુનિ આહાર કરતા ૨૦-૨૫ મીનીટ લીએ, ત્યાં સુધી સ્ત્રીઓ તેમની પાસે ઉભી રહીને આહાર આપ્યા કરે તેના કરતાં પુરૂષો તે કામ કરે, તો શું વાંધો?

શ્રીયુત કાનજી મ ને હિસાબે શ્વેતાંબરના બધાએ સાધુઓ નામ ધારી છે હવે રહ્યા દિગબરના સાધુઓ તેઓ પણ શ્રી કાનજી મ.ની માન્યતાનુસાર નામધારી જ ઠરે છે કારણ કે તેઓ મોરપીછ, કમડળ રાખે છે અને વસતિમા ઉપાશ્રયમાં રહે છે ત્યારે હવે બાકી રહ્યા તેઓ પોતે એકજ તો તેઓ પોતે પણ તેમનાજ મતવ્યાનુસાર નામધારીજ ઠરે છે કારણ કે તેઓશ્રી વસ્ત્ર પહેરે છે રજોહરણ રાખે છે તે ઉપરાંત વળી મોરપીંછ રાખે છે પાત્ર રાખે છે વસતિમા રહે છે અને આહાર કરીને પણ જગલમાં ચાલ્યા ન જતાં ઉપાશ્રયમાંજ રહે છે આ હિસાબે તેઓશ્રી પોતે પણ નામધારીજ ઠરે છે અને આગળ વધીને કહું તો ડબલ નામધારી છે

પહેલા નામધારી એ રીતે કે-તેઓશ્રી સાચા મુનિના લક્ષણો જાણતા હોવા છતા પણ તે પ્રમાણે વર્તન કરતા નથી અને શ્વેતાબરનો રજોહરણ રાખવા ઉપરાંત વળી વધારામા મોરપીછનો પણ પરિગ્રહ રાખે છે

બીજા નામધારી એ રીતે કે-શ્વેતાંબરના વસ્ત્રો પહેરી દિગબરનો ઉપદેશ તેઓશ્રી કરે છે અને વળી પોતે દિગબરનેજ સત્ય માનતા હોવા છતા પણ શ્વે ના શાસ્ત્રો વાચે છે

ટુકમા કહું તો તેઓશ્રી જૈન સાધુ નથી જ જૈન સાધુનો આવો ઈ. તૃતીય' વેશ કે ઉપદેશ હોઈ શકે જ નહિ જૈનના દરેક ફિરકામા કહેલું છે કે-' કુસાધુને સાધુ માને તો મિથ્યાત્વ' આ હિસાબે શ્રી કાનજી મ સાધુ નથી. છતા તેઓને જે ભાઈ-બ્હેનો સાધુ

તરીકે નમસ્કાર કરતા હોય, તેઓ ખરૂ કહીએ તો મિથ્યાત્વનેજ ઉત્તેજન આપે છે અને પોતો પણ મિથ્યાત્વ લગાડે છે

શ્રી કાનજીમના આ ત્રીજા સિદ્ધાંતથી તેમની એક મોટી પોલ એ ખુલી જાય છે કે-એક તરફથી તો તેઓશ્રી બાહ્ય ક્રિયાઓનું બિલકુલ ખંડન કરી રહ્યા છે ત્યારે આ તેમના સિદ્ધાંતથી તેઓશ્રી બાહ્ય ક્રિયાઓ ઉપર પૂરતો ભાર મૂકી રહ્યા છે મહાવિદેહ ક્ષેત્રના સાધુઓની સાધુતા ફક્ત નગ્ન રહેવા ઉપર અને સ્ત્રીઓથી પૂજા કરાવવામાજ બતાવી દીધી તો શું આ ક્રિયાવાદીપણું નથી ? શું તેમનું આ મત ય વ્યવહારને મજબૂત કરતું નથી ? જો કરેજ છે, તો પછી નિશ્ચય અને વ્યવહાર-જ્ઞાન અને ક્રિયાને માનવાવાળી એ સમાજની નિંદા શા માટે કરવામા આવે છે ? શું હજુ પણ નિંદક પણામા કાંઈ કમી છે ?

અંતમા તેઓશ્રીના તથા સમાજના હિત ખાતર હું તેમને વિનતિ કરૂ છુ કે-આટલો વખત થયુ તે થયુ પણ હવે જરા ઠરી જાઓ જે સ્થા ધર્મને પ્રતાપે આટલા ઉજળા થઈ ફરો છો, તે સ્થા ધર્મનું નિકંદન કરવાની મહેનત કરતા અટકી જાઓ સ્થા ધર્મનું લુણ જો હલાલ ન કરી શકો તો કાંઈ નહિ, પણ તે લુણ હરામ કરતા તો જરા અટકો-સ્થાનકવાસી શ્રાવકોનેજ પીટાડતા બંધ થાઓ અને શક્તિ હોય તો જૈનેતરોને દિગંબરો બનાવો ફક્ત આટલું જ કરશો, તો તમારા આત્માને શાન્તિ મળવા ઉપરાંત સ્થા ધર્મનો વિશેષ દ્રોહ થતો તમારાથી અટકી જશે

લેખાંક—ચોથો

શ્રી કાનજી મ ના પહેલા ત્રણ સિદ્ધાંત ઉપર વિચાર કરી ગયા બાદ હવે આપણે તેમનો ચોથો સિદ્ધાંત જોઈએ તે સિદ્ધાંત એ છે કે —

'આ કાળમા માન્ય સિદ્ધાંત હોય તો તે સમયસાર જ છે, કારણ કે ભગવાન્ જેવા થઈ ગએલા કુંદકુંદાચાર્ય દેવતાની

સંઘાયથી મહાવિદેહમાં જઇને પ્રભુ પાસે આઠ દિવસ રોકાઈને બનાવેલુ છે માટે તેજ સાચુ સિદ્ધાંત છે"

સમીક્ષા-વાત તો જાણે કે બરાબર છે પણ તે સાચી માન્યા પહેલા આપણે જરા કુંદકુંદાચાર્યનું જીવનચરિત્ર જોઇ જઈએ અને પછીજ નક્કી કરીએ કે-તેમ બનવું સંભવિત છે કે નહિ ?

'સૂર્યપ્રકાશ '+ નામે દિગંબર ગ્રંથ ઉપરથીજ તેમનું ચરિત્ર અહીં હું ટુંકમા આપુ છુ[1]

બારા નામના નગરમાં કુંદ નામે શેઠ અને કુંદલતા નામની શેઠાણીને ત્યાં આ આચાર્યશ્રીનો જન્મ થયો હતો શેઠ અને શેઠાણીના નામ ઉપરથી તેમનું નામ 'કુંદકુંદ' રાખવામાં આવ્યું ગમગિરિ પર્વત ઉપર જિનેંદ્રચંદ્ર નામના મુનિ હતા તેમનાં દર્શન કરવા શેઠ દરરોજ જતા હતા કુંદકુંદ પણ તેમની સાથેજ જતા હતા પૂર્વના સસ્કારથી આઠ વર્ષના કુંદકુંદે જિનેંદ્રચંદ્ર પાસે દીક્ષા ગ્રહણ કરી. જિનેંદ્રચંદ્ર તો થોડા વખતમાં દેવલોક પધાર્યા કુંદકુંદે મુનિનો માર્ગ હજુ ખાસ જાણ્યો નહોતો તેથી ગુરૂની સ્થાપનાની પાસેજ ધ્યાન કરવા લાગ્યા એક વખત કુંદકુંદે શ્રી સીમંધર સ્વામીનું ધ્યાન ધર્યું તે ધ્યાનમાં તેમણે શ્રી સીમંધર સ્વામીને જોયા અને તેમને નમસ્કાર કર્યા તેના જવાબમા શ્રી સીમંધર સ્વામીએ તેમને 'ધર્મ-વૃદ્ધિ' કહી. તે વખતે તીર્થંકર પ્રભુ પાસે મહાપદ્મ ચક્રવર્તી આદિ

---

+ આ સૂર્યપ્રકાશ' નામનો દિગંબર ગ્રન્થ વિ સં ૧૮૧૦ મા આચાર્ય નેમિચન્દ્રે બનાવેલો છે તેનો અનુવા૦ ગિત નંદલાલજી (બ્રહ્મચારી જ્ઞાનચંદજી) તે હાલના ક્ષુલ્લક જ્ઞાનસાગરજી મહારાજે કરેલો છે અને તે સને ૧૯૨૯ ના ઑગસ્ટ માસમા છપાઇને બહાર પડયો છે આ ગ્રંથ હાલના દિગંબરોના ભાગમા મોટા આચાર્ય શાન્તિસાગરજી અને તેમના શિષ્યો તરફથી બહાર પડયો છે

૧ મૂળ ભાષા હિંદી છે તેનો અનુવાદ કરીને અહીં ગુજરાતીમા આપેલ છે

અનેક ગાજુએ બેઠા હતા આ બધાઓને નવાઈ લાગી કે–અહીં કોઈ આ રુ નથી, ત્યારે પ્રભુએ ધર્મવૃદ્ધિ કોને દીધી ? ત્યારે તેમણે તે બાબતમાં પ્રભુને પૂછ્યું ત્યારે પ્રભુએ દિવ્યવાણીથી કહ્યું કે–ભરતના કુંદ કુંદ મુનિએ અને ત્યાં બેઠા નમસ્કાર કર્યો. ત્યારે બધાને નવાઈ લાગી અને પ્રભુને કહ્યું કે–આગળ તો આપે આપની દિવ્ય ધ્વનિમાં કહ્યું હતું કે–ભરતક્ષેત્રમાં જૈન ધર્મ જ નથી અને બધા પાખંડી જ છે, ત્યારે આ મુનિ કયાથી આવ્યા ? ત્યારે પ્રભુએ કહ્યું કે–આવા મુનિ રાજ તો કોઈકજ હોય છે તેઓ સ્વર્ગથી ચ્યવીને આવ્યા છે અને આ સભામાં બેઠેલા રવિપ્રભ નામના દેવના તેઓ આગલા ભવના ભાઈ છે ત્યારે રવિપ્રભ દેવ કુંદકુંદ મુનિના દર્શન કરવા ગીરનાર પર્વત પર આવ્યા તે વખતે રાત્રિ હતી તેથી કુંદકુંદ બોલ્યા નહિ ત્યારે દેવ તેમને નમસ્કાર કરીને બેસી ગયા કુંદકુંદના શિષ્યો ત્યાં વગર ધ્યાને બેઠા હતા તેમની પાસે પ્રભુ સાથે થયેલી વાત દેવ કરી કુંદકુંદ બોલ્યા નહિ તેથી દેવ પાછા ગયા સવાર થતાં શિષ્યોએ રાત્રે બનેલી હકીકત કુંદકુંદને કહી અને કહ્યું કે–એ દેવ આપના દર્શન કરવા આવ્યા હતા અને પાછા સમોસરણમાં ગયા છે આ વાત સાંભળીને કુંદકુંદને બહુજ આનંદ થયો અને બધાને કહ્યું કે–જ્યાં સુધી શ્રી સીમંધર સ્વામીના સાક્ષાત્ દર્શન નહિ થાય, ત્યાં સુધી મારે ચારે આહારનો ત્યાગ છે એમ કહીને કુંદકુંદાચાર્ય મૌન ધારણ કરી ધ્યાન કરવા લાગ્યા બે ચાર દિવસે ચિત્તની એકાગ્રતા થતાં તીર્થંકર પ્રભુના દર્શન થયાં અને તેમને નમસ્કાર કર્યો પ્રભુએ ફરી 'ધર્મવૃદ્ધિ' દીધી, ત્યારે આગળ માફક પ્રશ્ન થયો ત્યારે પ્રભુએ દેવ ત્યાં ગયાની અને નહિ પ્રતિજ્ઞાની વાત કહી ત્યારે રવિપ્રભ દેવે પ્રભુને કહ્યું કે–હું ત્યાં ગયો હતો, પણ તેઓ બોલ્યા નહિ. ભગવાને કહ્યું કે–તું એવા વખતે ગયો હતો કે તે બોલી શકે નહિ દેવે કહ્યું કે–કેમ ? ત્યારે ભગવાને કહ્યું કે–અહીં રાત્રિ હોય ત્યારે ભરત ક્ષેત્રમાં દિવસ હોય, અને અહીં દિવસ હોય ત્યારે ત્યાં રાત્રિ હોય. તો તમે ત્યાં

વિસના જાઓ, તો તેઓ આવે ભગવાનનું આવુ વચન સાભળીને તે બન્ને દેવો બપોરના કુદકુદાચાર્ય પાસે આવ્યા દર્શન કરીને તેમણે વાતચિત કરીને કહ્યુ કે-આપ વિમાનમાં બેસીને શ્રી સીમધર સ્વામીનાં દર્શન કરવા ચાલો વિમાન આકાશ માર્ગે ચાલ્યુ જતા જતાં રસ્તામા આચાર્યને સામાયિક કરવાનો વખત આવ્યો ત્યારે મોરપીછ હાથમાથી પડી ગઈ તે વખતે પવનનો વેગ બહુજ હતો. પીછી પડી જવાથી કુદકુદાચાર્યે દેવને કહ્યુ કે હું આગળ નહિ ચાલુ કેમકે મુનિરાજના બાના (વેષ) વિના મુનિ ઓળખી શકાય નહિ ત્યારે દેવ તેમની પીછી ગોતવા લાગ્યો પણ પીછી મળી નહિ ત્યારે ત્યા ગીધ પક્ષીના થોડાંક પીછા પડયા હતા તે લઈને તેની પીછી બનાવી આચાર્યને આપી કુદકુદાચાર્યે તે પીછી ગ્રહણ કરી અને પછી વિમાન આગળ ચાલ્યુ ગીધના પીછાની પીછી લેવાથી કુદ કુદાચાર્યનું બીજુ નામ 'ગૃદ્ધપિચ્છાચાર્ય' પડયુ વિમાન ત્યાંથી આગળ ચાલ્યુ અને મહાવિદેહ ક્ષેત્રમાં પહોચ્યુ શ્રી સીમધર સ્વામીના સમોસરણની વિભૂતિને જોઈ કુદકુદાચાર્ય પ્રસન થયા વિમાનમાથી ઉતરી શ્રી સીમધર સ્વામીને ત્રણ પ્રદક્ષિણા કરી, નમસ્કાર કરી સ્તુતિ કરી મહાવિદેહ ક્ષેત્રના મનુષ્યો ૫૦૦ ધનુષ્યની ઉચાઈના હોય છે ત્યારે આ આચાર્યશ્રી ૬-૭ હાથની ઉચાઈના હતા તેથી દેવોએ આચાર્યશ્રીને ભગવાનની ગધકુટીની કટની પર ચડાવ્યા તે વખતે ચક્રવર્તી આવ્યો તેની નજર ગધકુટી પર ગઈ ત્યારે તેણે આચાર્ય-શ્રીને પોતાની હથેળી પર ઉઠાવ્યા અને વિચાર કરવા લાગ્યો કે-આ કેનો આકાર છે? છ ખડમા આવો આકાર તો જોયો નથી ત્યારે ચક્રીએ ભગવાનને પૂછયુ ત્યારે ભગવાનની દિવ્ય ધ્વનિ થઈ કે-આ ભરતક્ષેત્રના મુનિ છે, વગેરે ત્યારે ચક્રી બહુજ ખુશી થઈ આચાર્યશ્રીને નમસ્કાર કરવા લાગ્યો અને આચાર્યનુ 'એલાચાર્ય' નામ પાડયુ પછી ભગવાનની આજ્ઞા થઈ કે-બધા સંદેહ ટાળવા વાળાં શાસ્ત્રો આ કુદકુદાચાર્યને શિખવો અને ગ્રથો લખાવો કુદકુદ

મુનિને જે જે શંકાઓ હતી, તે તે શંકાઓનું ભગવાન પાસે સમાધાન કર્યું એક દિવસ ચક્રીએ આચાર્યને વિનતિ કરી કે-આપ આહાર માટે પધારો ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે-આહારની યોગ્યતા નથી, કારણ કે અહીં જ્યારે દિવસ છે, ત્યારે ભરતક્ષેત્રમાં રાત્રિ હોય છે હું ભરતક્ષેત્રનો જન્મેલો અહીં આહાર કેવી રીતે લઈ શકુ ? સાત દિવસ મુનિરાજે આહાર વગરના કાઢ્યા ભગવાનની દિવ્ય ધ્વનિ સાંભળી તૃપ્ત થયા, ભૂખની વ્યાધિ ન લાગી ચાર શાસ્ત્રો લખાયાં, જેના નામ-મતાંતર નિર્ણય ૮૪૦૦૦ (શ્લોક પ્રમાણ) સર્વશાસ્ત્ર ૮૨૦૦૦, કર્મપ્રકાશ ૭૨૦૦૦ ન્યાયપ્રકાશ ૬૨૦૦૦ આ ચાર ગ્રંથો લઈ ભગવાનની આજ્ઞા માગી વિમાનમાં બેસારીને દેવ ગમગિરિ પર્વતપર આચાર્યને લાવ્યો દેવ પોતાના સ્થાન પર ગયો બધા આચાર્યની આજ્ઞા માનવા લાગ્યા અગણિત પ્રાણીઓને ધર્મમાર્ગમાં લગાડ્યા. લાખો પ્રાણીઓને શ્વેતાંબર ધર્મ છોડાવી દિગંબર બનાવ્યા મુનિ કુંદકુંદના ચમત્કારથી હજારોએ દીક્ષા ધારણ કરી કુંદકુંદ સ્વામીના સંઘમાં ૫૯૪ મુનિઓની સંખ્યા થઈ ગઈ

"સર્વપ્રકાશ' ગ્રંથનાં પાનાં ૪૩ થી ૪૬ સુધીમાં આપેલ જીવનચરિત્રનો સાર મે અહીં આપ્યો છે આટલા ઉપર વિચાર કર્યાં બાદ જીવનચરિત્ર આગળ ચલાવીશું

સમીક્ષા—કુંદ શેઠ અને કુંદલતા શેઠાણીથી કુંદકુંદ નામ પડ્યું, આજના જમાનાને અનુકૂળ નથી છતા પણ તેમાં વાંધો નથી, દિગંબરોમાં એવી પ્રથા છે ઉમા શેઠાણી અને સ્વામિ (તિ) શેઠથી 'ઉમાસ્વામિ' (તિ) આચાર્ય થઈ ગયા છે માટે આ વાતમાં ખાસ કાંઈ હરકત નથી

કુંદ શેઠ દરરોજ ગમગિરિ પર્વત ઉપર રહેતા જિનેંદ્રચંદ્ર મુનિના દર્શન કરવા જતા હતા તેમની સાથે કુંદકુંદ પણ જતા હતા અને પૂર્વના સંસ્કારથી આઠ વર્ષની વયે કુંદકુંદે જિનેંદ્રચંદ્ર મુનિ પાસે દીક્ષા

લીધી આ બધી વાતમા આપણે ખાસ કાંઈ કહેવા જેવુ નથી જરા એટલુંજ કહેવાનું રહે છે કે–આ ઉપરથી એમ સાબીત થાય છે કે–જિનેદ્રચદ્ર હમેશાં એકજ ઠેકાણે રહેતા હતા કુદકુદના જન્મ પહેલા એગર તો કુદકુદે આઠ વર્ષના થઈ દીક્ષા લીધી અને ત્યારબાદ જિનેદ્રચદ્ર કાળધર્મ પામ્યા આટલો બધો વખત જિનેદ્રચદ્ર ગમગિરિ પર્વત ઉપરજ રહેલ હતા મુનિને એકજ ઠેકાણે રહેવાનું દિગબર શાસ્ત્રો પણ કહેતા નથી તેમ છતાં જિનેદ્રચદ્ર એકજ ઠેકાણે રહ્યા તેથી બરાબર સાબીત થાય છે કે–તેઓથી સાચા દિગબર મુનિ હતાજ નહિ અને કુદકુદે ગુરૂ ધારવામાં ભૂલ કરી કુદકુદના ગુરૂને સાચા દિગબર મુનિ કહી શકાયજ નહિ

કુદકુદે દીક્ષા લીધા પછી થોડાજ વખતમાં જિનેદ્રચદ્ર કાળ કરી ગયા તેથી કુદકુદ દિગબર મુનિના આચારથી અજાણ્યા રહ્યા

આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે–જિનેદ્રચદ્ર સાચા મુનિ નહોતા કુદકુદ મુનિના આચારથી અજાણ્યા રહ્યા તે ઉપરથી કહી શકાય કે–જિનેદ્રચદ્ર એકલવિહારી હતા જો એકલવિહારી ન હોત, તો તેમના કાળ કરી ગયા બા૦ તેમની સાથેના બીજા મુનિઓ કુદકુદ મુનિને આચાર શિખવત પણ તેમ થયુ નથી તેથી સાબીત થાય છે કે–જિનેદ્રચદ્ર એકલવિહારી હોવા ઉપરાંત 'કાણાપતિ' હતા આ બન્ને વાતો જૈન શાસ્ત્રોથી નિષિદ્ધ છે તેથી ચોકસપણે કહી શકાય કે–કુદકુદના ગુરૂ શુદ્ધ દિગબર મુનિ હતાજ નહિ

મુનિના આચરણથી અજાણ એવા કુદકુદ હવે સીમંધર સ્વામીનું ધ્યાન ધરે છે તે ધ્યાનમાં તેમણે પ્રભુને જોયા અને તેમને નમસ્કાર કર્યો પ્રભુએ મોઢેથી ધર્મવૃદ્ધિ'+ કહ્યા જે ચક્રી વગેરેએ સાંભળીને પ્રશ્નો પૂછ્યા

---

+ આપણામા જેમ સાધુ-મુનિરાજોને નમસ્કાર કરતાં મુનિરાજ 'દયા પાળો' કહે છે દેરાવાસી સાધુઓ 'ધર્મલાભ' કહે છે તેમ દિગંબર મુનિઓ 'ધર્મવૃદ્ધિ' કહે છે

આ વાતમાં પણ જરા વાંધો છે કુંદકુંદે ધ્યાનમાં મનથીજ પ્રભુને નમસ્કાર કર્યો હતો, તો પ્રભુએ પણ કુંદકુંદ સમજી જાય, તેવી રીતે મનથીજ 'ધર્મવૃદ્ધિ કહેલી હતી, પણ વચનથી કહેવાની જરા પણ જરૂર નહોતી પણ હા, તું ભૂલ્યો જો મનથીજ ધર્મવૃદ્ધિ કહી હોત, તો કામ કેમ ચાલત ? દિગમ્બર ભાઈઓને કુંદકુંદાચાર્યને હજુ તો સદેહે મહાવિદેહ ક્ષેત્રમાં મોકલવા હતા તેથી આમ કર્યું તે તેમને હિસાબે ઠીકજ થયુ છે

પછી ચક્રીના પૂછવાથી પ્રભુ જવાબ આપે છે તેમના જવાબમા ચક્રી કહે છે કે– હે પ્રભો ! આપ તો પહેલા એમ કહેતા હતા કે– ભરતક્ષેત્રમાં ધર્મનો માર્ગ નથી, પાખંડ છે જૈન ધર્મને નામ માત્ર પણ જાણતા નથી, વગેરે ' ત્યારે પ્રભુ કહે છે કે–' આવા મુનિગણ તો કોઈકજ હોય છે '

દિગમ્બરોએ પ્રભુના મુખથી જે શબ્દો કહ્યા છે, તે તેમને પોતાને જ ' પાખંડી ' અને જૈન ધર્મ ન જાણવાવાળા ' તરીકે સાબિત કરે છે કારણ કે પ્રભુ ખુદ કહે છે કે–આવા ( કુંદકુંદ જેવા મુનિ તો કોઈક જ હોય છે તો તે ઉપરથી જરૂર કહી શકાય કે–કુંદકુંદ સિવાયના જેટલા દિગમ્બર મુનિઓ થઇ ગયા, તે પ્રાયઃ બધા સાચા દિગમ્બર મુનિ હતા જ નહિ એક ફક્ત કુંદકુંદ અગર તેમના જેવા કોઈ ૨–૪ વિરલાજ સાચા મુનિ હશે. તો પછી આ હિસાબે આગળ થઈ ગયેલ બધા દિગમ્બર મુનિઓ તેમને જ હિસાબે 'પાખંડી અને 'અજ્ઞાની ઠરે છે જ્યારે આ બધા અજ્ઞાની અને જૈન ધર્મને નહિ જાણવાવાળા છે, તો પછી તેઓ પોતાને જ સાચા માની બીજાઓની અને ખાસ કરીને શ્વેતામ્બરોની નિંદા શા માટે કરી રહ્યા છે ?–ફક્ત કર્મ બાંધવાને કે બીજુ કાંઈ ?

ત્યાર બા૦ પ્રભુએ કુંદકુંદની ઓળખાણ (introduction) કરાવતા કહ્યુ કે–અહીં બેઠેલ ગવિપ્રભદેવના તેઓ આગલા ભવના ભાઈ છે

આ ઓળખાણુ કરાવવામાં પ્રભુનો હેતુ એકજ છે કે-રવિપ્રભદેવ કુદકુદ પાસે જાય અને તેમને અહીં તેડી લાવે

રવિપ્રભ દેવ જે અત્યાર સુધી કાંઇ જાણતો નહોતો, તે તરતજ રામગિરિ પર્વત ઉપર આવ્યો તે વખતે રાત્રિ હતી તેથી કુદકુદ તો કાંઈ બોલ્યા નહિ પણ શિષ્યોએ દેવની સાથે વાત કરી

આમાં બે વાત સમજવા જેવી છે

૧-કુદકુદે દીક્ષા લીધા પછી તરતનીજ આ વાત છે-એટલે કે કુદકુદ ૮-૯ વર્ષના હતા, તે વખતની આ વાત છે હવે કુદકુદ પોતે સચોટ વ્યાખ્યાન કરી ભેસારીઓને ભેસાર છોડાવી શકે તેટલા જ્ઞાન વગરના હતા તો પછી તેમને શિષ્યો થાયજ ક્યાથી?

૨-દિગબર મુનિઓ રાત્રિમા બોલતા નથી ત્યારે આ શિષ્યોએ રાત્રિમાં દેવ સાથે વાતો કરી. તે ઉપરથી સાબિત થાય છે કે-આ શિષ્યો સાચા દિગબર મુનિઓ હતા જ નહિ.

ત્યાર બાદ સવાર થતાં શિષ્યોએ બધી વાત કરી. કુદકુદે પ્રભુના દર્શન ન થાય ત્યાં સુધી નિરાહાર રહેવાનું નક્કી કર્યું ત્યાર બાદ ધ્યાનમાં પ્રભુના દર્શન થવાં, પ્રભુએ ધર્મવૃદ્ધિ કહેવી, ચક્રીનો પ્રશ્ન થવો અને પ્રભુએ ઉત્તર દેવો અહીં સુધી બધુ ઠીક છે

ત્યાર બાદ રવિપ્રભ દેવ ત્યાં ગયાની અને કુદકુદની નવી પ્રતિજ્ઞાની વાત પ્રભુએ કહી ત્યારે દેવે કહ્યું કે-હું તો ત્યા ગયો હતો, પણ તેઓ આવ્યા નહિ (તેમા હું શુ કરું) ત્યારે શ્રી સીમંધર સ્વામીએ કહ્યુ (રસ્તો બતાવે) કે-તું એવા સમયે ગયો હતો કે તેઓ આવે નહિ. દેવે પૂછ્યુ કે-એમ કેમ? તે સમય કયો? ત્યારે ભગવાને કહ્યુ કે-અહીં જ્યારે રાત્રિ હોય છે ત્યારે ત્યા દિવસ હોય છે અને ત્યા જ્યારે રાત્રિ હોય છે ત્યારે અહીં દિવસ હોય છે, તો તમે ત્યા દિવસના જાઓ તો તેઓ અહીં આવી શકે

સાચા તીર્થંકર હોય તે તો આવી અજ્ઞાભરી ભાષા બોલેજ નહિ કુંદકુંદાચાર્ય મહાવિદેહ ક્ષેત્રમાં આવે કે ન આવે તેની સાથે સીમંધર સ્વામીને કાંઈ નીસ્બત હતી જ નહિ છતાં પણ તેઓ દેવને આજ્ઞા કરીને કહે છે કે-તું દિવસના જ તોજ તેઓ આવરો. આ ઉપરથી એમ લાગે છે કે દિગમ્બરના તીર્થંકરો આવી આજ્ઞાઓ ( ordors) કરી શકતા હશે

બાકી શ્વતાંબરોના તીર્થંકરો * તો આવી સાવદ્ય (પાપકારી)

---

* વાચકને કદાચ નવાઇ લાગશે કે-શું શ્વેતામ્બર અને દિગમ્બરના તીર્થંકર જુદા હોઈ શકે ખરા ? તો તેના જવાબમા હુ કહુ છું કે-હા, હોઇ શકે અને તે મુજબ જુદા પાડવાનું માન પણ દિગમ્બર ભાઇઓને જ ઘટે છે ટીકરી નામના ગામમા રહેવાથી જેની બુધ્ધિ ટીકરાઇ ગઈ છે એવા પંડિત કહેવાતા ન્યામતસિંહે પોતાના બનાવેલ પુસ્તકમા શ્વેતાંબરના મહાવીરને-અને ખાસ કરીને સ્થાનકવાસીના મહાવીરને વર્ણશંકર, ચોરજ, ગોલક ધર્મકર્મ ભ્રષ્ટ મહાવીર ( મહાવીર પત્ની ) યશોદા જારથી રમી માટે જારણી અને વર્ણશંકર, (મહાવીરપુત્રી) પ્રિયદર્શના પણ જારજ અને વર્ણશંકર' આવા આવા અપશબ્દોથી નવાજ્યા છે જુઓ આ દિગબર ભાઇઓની ધર્મિતાઇ ! આવા આવા અપશબ્દો દિગબરો આપણા પૂજ્ય ભગવાન મહાવીર માટે વાપરે છે, છતા પણ આપણે ચૂપ રહીને સહન કરી લઈએ છીએ, તેમા વળી કોઇ વીરો આપણામા નીકળી આવી દિગમ્બરોને તેના પુસ્તકનો જવાબ આપે છે દિગંબરો જેવી ભાષામા નહિ પણ મધુર અને શિષ્ટ ભાષામા ત્યારે દિગમ્બરો કહે છે કે-સ્થાનકવાસીઓ અમારૂં ખંડન કરે છે અને તેઓ ઉંચા નીચા થાય છે પણ તેઓએ એ ધ્યાનમા રાખવુ જોઇએ કે-હજી તો જેવી ભાષામા તમારી તરફથી વાની પીરસાય છે તેવી ભાષામા અમે પીરસતા નથી, છતા શા માટે ઉંચા નીચા થાઓ છો ? જો તમે અમારૂ ખંડન કરતા ન હો તો અમારે તમારૂ ખંડન કરવાની જરા પણ જરૂર નથી તમારો ધર્મ તમને સાચો લાગતો હોય તો તમે ખુશીથી તમારો ધર્મ પાળો અને અમને અમારો ધર્મ પાળવા દો નકામુ ખોટું ખંડન મંડન કરવાથી શો ફાયદો છે ?

કોઈ ભાઇ જ્યારે શાન્ત ભાષાથી દિગમ્બરનું દલીલસર ખંડન કરતે હોય છે ત્યારે દિગમ્બરને તો ઠીક ન લાગે તે સમજી શકાય તેવું છે પણ મને

ભાષા બોલી શકેજ નહિ. હું ધારું છું કે-કુંદકુંદાચાર્યને અહીં બોલાવવામાં શ્રી સીમંધર સ્વામીને કાંઈક તેમની ગરજ હશે નહિતર આવી વાણી તીર્થંકર થઈને તેઓશ્રી બોલે જ નહિ

પ્રભુની આજ્ઞા થવાથી રવિપ્રભ દેવ બીજા દેવને સાથે લઈને અપોરના કુંદકુંદાચાર્ય પાસે આવ્યો આચાર્યને નમસ્કાર કરી બધી વાત કહી વિમાનમા મહાવિદેહ ક્ષેત્રમા આવવાની વિનતિ કરી આચાર્ય આ વાત સાભળી ખુશી થાય છે અને વિમાનમા બેસે છે

શ્વેતામ્બર હોય કે દિગમ્બર હોય કોઈ પણ મહાવીરના સાધુને વિમાનમા બેસવાની પ્રભુની આજ્ઞાજ નથી કુંદકુંદ જેવા મહાન્ દિગમ્બર આચાર્યે ભગવાનની આ આજ્ઞા તોડી તેનું તેમણે જરૂર પ્રાયશ્ચિત લેવુ જોઈતુ હતુ પણ તેમણે તે લીધુ નથી, તેથી સાબિત થાય છે કે-તેઓશ્રી સાચા દિગમ્બર મુનિ હતાજ નહિ.

કુંદકુંદાચાર્ય વિમાનમા બેઠા પછી વિમાન આકાશ માર્ગે મહાવિદેહ ક્ષેત્ર તરફ ઉડવા લાગ્યુ જમીન કરતા આકાશમા કુદરતી જ પવન વધારે હોય છે, તેથી આચાર્યશ્રીની મોરપીછ પોતાના હાથ માંથી પડી ગઈ વિમાનમાં બેઠા પછી અમુક વખતે આચાર્યશ્રીને સામાયિક કરવાનો વખત આવ્યો, ત્યારે જ આ મોરપીછ પડી ગઈ

આ ઉપરથી એમ લાગે છે કે-ભરતક્ષેત્રથી મહાવિદેહ જતાં આચાર્યશ્રીને લાગો ટાઈમ-ઓછામા ઓછો ૨ કલાક તો જરૂર

---

જાણીને અફસોસ થાય છે કે-જૈનસાધુ કહેવાના સ્થાનકવાસીઓ તેથી છેડાઈ પડે છે આ કહેવાતા સ્થાનકવાસીઓ ( કે જેઓ અવશ્યમેવ દિગમ્બર છે ) તેને હું નમ્રપણે વિનતી કરૂં છું કે-તેઓને છેડાઈ પડવાની જરૂર નથી જ્યારે દીગમ્બરો આપણા પૂજ્ય પુરૂષોત્તમ પુરૂષ મહાવીરને એક હલકટ માણસને પણ છાજે તેવા વિશેષણો લગાડે છે ત્યારે કેમ તમારૂં રુવાડું પણ ફરકતુ નથી ? શું દિગમ્બરના મહાવીર અને સ્થાનકવાસીના મહાવીર જુદા જુદા છે ?

માટે આ ભાઈઓને કહું છું કે-પહેલા દિગમ્બરોને સ્થાનકવાસી બનાવવા કરતા અટકાવો, એટલે અમે પણ દિગંબરનુ ખંડન કરતા અટકી જશું.

સાગીજ હરી જો તત્તમાં જ ૩-૪ મીનીટમાં જ પહોંચી ગયા હોત તો વિમાનમાં સામાયિક કરવાની જરૂર પડત નહિ પણ તેમણે વિમાનમાં જ સામાયિક કરી, તે ઉપરથી જરૂર કહી શકાય કે-તેઓશ્રી લાંબા ટાઇમે મહાવિદેહ પહોંચ્યા છે સાચા જૈન શાસ્ત્રો તો કહે છે કે-એક ચપટી વગાડીએ, તેટલી વારમા તો દેવ આખા લોકને અનેકવાર આંટા મારી આવે ત્યારે અહીં તો મહાવિદેહ પહોંચતાં ઘણો વખત થયો છે તે ઉપરથી ખાત્રી થાય છે કે-આ દેવ પણ ખોટો વિમાન પણ ખોટુ અને કુદકુદાચાર્ય મહાવિદેહક્ષેત્રમાં ગયા તે પણ ખોટુ.

મોરપીછ પડી જવાથી આચાર્યે દેવને કહ્યુ કે-પીછી વગર હું આગળ નહિ ચાલું કારણ કે, વેશ વિના મુનિ ઓળખાય નહિ

આજકાલના કેટલાક લોકો ' વેશ અને વાડા ' કહી બીજાની નિંદા કરનારાઓએ તેમનાજ કુદકુદાચાર્યના આ વચનો લક્ષમાં લેવા જેવા છે 'વેશમા શુ બળ્યુ છે? મુહપત્તિમા શુ છે? વાડા બધા નકામા છે' આવા શબ્દો બોલી બીજાઓને ભરમાવનારાઓએ કુદકુદાચાર્ય પોતે વેશની કેટલી મહાન્ કિમ્મત આંકે છે તે તરફ લક્ષ દેવાની તેઓને ખાસ જરૂર છે કુદકુદ જેવા સમર્થ આચાર્ય પણ જ્યારે વેશની આટલી બધી કિમ્મત કરી વિમાનને અટકાવે છે, ત્યારે પછી આજકાલના સામાન્ય સાધુઓને માટે તો વેશની જરૂર હોય તેમાં કહેવાનું જ શુ ? સ્થાનકવાસીઓએ પણ કુદકુદના આ શબ્દો ખાસ ધ્યાનમાં લેવાના છે અને વેશ પ્રમાણે જેમનું આચરણ હોય તેમનેજ સાધુ તરીકે માનવા જોઈએ

મોરપીછી પડી જવાથી અને કુદકુદના કહેવાથી દેવે વિમાન ઉભુ રાખ્યુ પીછી ગોતવા દેવે ઘણી મહેનત કરી જોઈ પણ પીછી ન મળી તે નજ મળી

જોઈ લેજો આ દિગબરના દેવ! જે દેવ કુદકુદને ભરત ક્ષેત્રથી

મહાવિદેહ ક્ષેત્ર લઈ જાય છે કે જે વાત ન ભૂતો ન ભવિષ્યતિ જેવી છે, તે દેવ એક પડી ગયેલી મામૂલી મોર પીછી પણ ગોતી શક્તો નથી! તે દેવને દેવ માનવો કે 'દેવાભાસ' તે વાત હું વાચકો ઉપરજ છોડું છુ જે દિગબરના દેવો 'પદ્મપુરાણ' પ્રથમાં અગ્નિ-કુડમાથી સીતાને બચાવી લઈ અગ્નિકુડનો જળકુડ બનાવી તેમા કમળ પણ ખીલાવી દે છે, જે દેવ 'સુદર્શન ચરિત્ર'મા શુળીનું સિહાસન બનાવી દે છે અને તલવારની મણિમાળા બનાવી દે છે જે દેવ સોમાસતી ચરિત્ર'મા કાળા સર્પને ફુલોની માળા બનાવી દે છે જે દેવ પદ્મપુરાણ'મા મરી ગએલ મનુષ્યોના દાત અને હાડ઼ગેથી ખીર બનાવી દે છે અને ધાતુની બનેલ જમવાની થાળીને વાસુદેવનું ચક્ર બનાવી દે છે, જે દેવ 'હરિવંશ પુરાણ'મા મુનિ-સુવ્રત સ્વામીને આહાર દેનાર વૃષભદત્ત શેઠની રસોઈ એટલી બધી વધારી મૂકે છે કે-આખા શહેરને જમાડતાં છતાં પણ (જે દેવ) તે આહાર ખૂટવા દેતો નથી જે દિગબર દેવો આવા આવા અને આથી પણ વધારે આશ્ચર્યજનક કામો કરી બતાવે છે – તેજ દિગબર ન્યાતનો આ રવિપ્રભદેવ એક મામુલીથી મોરપીછી પણ ગોતી શકતો નથી, તે શુ એક દિગબર અચ્છેરૂં ન કહી શકાય? અરે, ભલા રવિપ્રભ દેવ! મોરપીછી ન ગોતી શક્યો તો કાઈ નહિ પણ તારી પાસે વૈક્રિય શક્તિ તો મોજુદ હતી ને? તેનો ઉપયોગ કરી લેવો'તો અને વૈક્રિય શક્તિથી મોર પીછી બનાવી કાં આચાર્યશ્રીને સોપી દેવી હતી આચાર્યશ્રીમા તે વખતે એટલી શક્તિ ન હોતી કે-તેઓ સાચી અને બનાવટી મોરપીછ પારખી શકે

વાચક! જરા વિચાર કર કે-જે દેવ આટલી મામૂલી પીછી પણ ગોતી શકતો નથી તે દેવ કુદકુદાચાર્યને વિમાનમાં બેસાડી ભરતક્ષેત્રથી મહાવિદેહ લઈ જઈ શકે તે શુ જરા પણ બનવા જોગ

---

* આ તો ફક્ત નમુના જ બતાવ્યા છે વધારે લખવા જતા લેખ લાંબો થઈ જવાની બીકથી અટકુ છુ

છે ? શું આ વાત તને કપોળ કલ્પિત નથી લાગતી ? હું તો ચોક્કસ માનું છુ કે–કુન્દકુન્દાચાર્યની અને પોતાના ફિરકાની મહત્તા વધારવા ખાતરજ આ દંતકથા કોઇએ ગબડાવી મુકી છે, બાકી તે સિવાય આ વાતમાં–મહાવિદેહ ક્ષેત્રમાં ગયાની વાતમાં–કાંઈ દમ નથી

વાચકને ધ્યાન રહે કે–શુ દિગમ્બર કે શુ શ્વેતામ્બર કોઈના પણ શાસ્ત્રમાં કોઈ પણ સદેહે ભરતક્ષેત્રથી મહાવિદેહ ક્ષેત્રમાં ગયાની વાત આવતી નથી દિગમ્બરોમાં પણ ફક્ત કુન્દકુન્દાચાર્ય માટે જ આવી દંતકથા પ્રચલિત થયેલી છે, જે સાચી છે કે ખોટી, તેનો તોલ કરવાનું કામ હું વાચક બધુને જ સોંપુ છુ

હવે કુન્દકુન્દાચાર્ય સદેહે મહાવિદેહ ક્ષેત્રમા ગયા, તે વાત જો આપણે દિગમ્બરોની માની લઈએ, તો પછી હિંદુઓના પુરાણોમાં પણ તેવી વાતો આવે છે, તેને પણ આપણે જરૂર માની લેવી જ જોઈએ કારણ કે દિગમ્બરો કહે તે સાચુ અને બીજાઓ–હિંદુઓ કહે તે ખોટુ, એમ તો બની શકે જ નહિ આપણાથી કહેવાય જ નહિ

હિંદુઓના પુરાણની વાત એમ છે કે—

હરિશ્ચંદ્રના પિતા સત્યવ્રત (ત્રિશંકુ) ને પોતાના શરીર, લક્ષ્મી અને રાજ્યનો એટલો બધો ગર્વ આવી ગયો હતો કે–પોતે સદેહે સ્વર્ગમાં જવાનો નિશ્ચય કર્યો અને તેટલા માટે વિશ્વામિત્રને બોલાવી યજ્ઞ શરૂ કર્યો વિશ્વામિત્રે પોતાના તપનું બળ ત્રિશંકુને આપ્યુ તેથી ત્રિશંકુ અધ્ધર ને અધ્ધર ચડવા લાગ્યો ચડતા ચડતાં ઠેઠ સ્વર્ગના દ્વાર સુધી તે પહોંચ્યો ઇંદ્રને ખબર પડવાથી તેણે ત્રિશંકુને પાટુ મારી સ્વર્ગથી નીચે પછાડ્યો ત્રિશંકુ નીચે પડવા લાગ્યો, ત્યા વિશ્વામિત્રને ખબર પડવાથી પોતાના તપના બળથી વળી તેને અધ્ધર ચડાવ્યો આમ વિશ્વામિત્ર ત્રિશંકુને ઉપર ચડાવે અને ઇંદ્ર તેને નીચે કાઢે આમ ને આમ ત્રિશંકુ સ્વર્ગ અને મૃત્યુલોક વચ્ચે ઉંધે માથે અધ્ધર લટકી રહ્યો

અકસ્માત સિવાય સહિસલામત મહાવિદેહ ક્ષેત્રમાં જ્યાં શ્રી સીમંધર સ્વામી સમોસરણમાં બિરાજે છે, ત્યાં તે આવી પહોંચ્યું આચાર્ય વિમાનમાંથી ઉતર્યા અને પ્રભુને વંદણા—નમસ્કાર કર્યા, તથા સ્તુતિ કરી

વાચકને કદાચ અહીં શંકા થશે કે-કેવળજ્ઞાની એવા સીમંધર સ્વામીએ પણ ગીધપીંછી માટે કેમ કાંઈ વાંધો ન લીધો? તો તેનો જવાબ ચોક્કસપણે તો ન દઈ શકાય, પણ અનુમાનથી કહી શકાય કે- વખતે દિગંબર ધર્મમાં અપવાદે ગીધપીંછી રાખવાની છુટ હોય, અગરતો આવા મહાન દિગંબર આચાર્યને કાંઈ કહેવું તે પ્રભુને ઠીક લાગ્યું નહોય ગમે તે હો, પણ પ્રભુએ ગૃદ્ધપિચ્છાચાર્યને ગીધપીંછી માટે કાંઈ કહ્યું નહિ

પછી દેવોએ મહાવિદેહ ક્ષેત્રને હિસાબે ગૃદ્ધપિચ્છાચાર્યનું શરીર નાનું હોવાથી, તેમને ઉપાડીને ભગવાનની ટેટની પર મૂકયા થોડી વારે ચક્રી આવતાં તેની નજર જંબુદ્વીપર જતાં, તેણે કુંદકુંદને જોયા પછી ગૃદ્ધપિચ્છાચાર્યને પોતાની હથેળીમાં ઉચલીને પ્રભુને પૂછ્યુ ત્યારે પ્રભુએ બધી હકીકત કહી બતાવી ચક્રી તેથી બહુજ ખુશી થયો અને મુનિરાજને નમસ્કાર કરવા લાગ્યો પછી જે આચાર્યના બે નામ તો છે તેમાં પોતાના તરફનું ત્રીજું એલાચાર્ય" નામ ચક્રીએ વધાર્યું, આમ આ આચાર્યશ્રીનાં ત્રણ નામ અત્યાર સુધીમાં થયાં–કુંદકુંદાચાર્ય, ગૃદ્ધપિચ્છાચાર્ય અને એલાચાર્ય

પછી શ્રી સીમંધર સ્વામીએ આજ્ઞા કરી કે–આ એલાચાર્યને બધા સંદેહનાં નાશ કરવાવાળાં સિદ્ધાંતો શિખડાવો અને ગ્રંથો લખાવો પ્રભુએ કોને આજ્ઞા કરી તે 'સર્વ પ્રકાશ' ગ્રંથમાં લખ્યુ નથી, પણ અનુમાન થઈ શકે કે–ગણધરજી તથા ઉપાધ્યાયજી મહારાજોને જ આજ્ઞા કરી હશે. સાત દિવસમાં નીચે મુજબ શ્લોક પ્રમાણમાં ચાર શાસ્ત્રો લખાયાં –

(૧) મતાંતર નિર્ણય—૮૪૦૦૦, (૩) કર્મ પ્રકાશ, ૭૨૦૦૦,
(૨) સર્વ શાસ્ત્ર, ૮૨૦૦૦, (૪) ન્યાય પ્રકાશ, ૬૨૦૦૦,

કુલે ગ્રંથ ૪, ત્રણ લાખ ૩૦૦૦,૦૦ શ્લોક પ્રમાણ

વાચકને ધ્યાન રહે કે—આ ચારે ગ્રંથના ત્રણ લાખ શ્લોક (પ્રમાણ ગદ્ય યા પદ્યમા) હાથથી જ લખાયાં છે શ્રી સીમંધર સ્વામીની, ગણધરજીની કે ઉપાધ્યાયજીની લબ્ધિથી અગર તો દેવોની વૈક્રિય શક્તિથી આ ગ્રંથો બની ગયા—લખાઈ ગયા એમ જો કહેવામાં આવ્યુ હોત, તો તે વાત આપણે જરૂર માની લેત પણ કમનશીએ તેમ નહિ કહેતા, ગ્રંથો લખવામા આવ્યા એમ કહેલ છે, જેથી આ વાત માની શકાય તેવી નથી આજનો એક માણસ આખો દિવસ લખ્યા કરે તો તે હજાર શ્લોક (પ્રમાણ) મુશ્કેલીથી લખી શકે ત્યારે કુંદકુંદાચાર્યના વખતમા બહુ બહુ તો દશ હજાર શ્લોક લખી શકે—જો કે દશ હજાર લખી શકાયજ નહિ છતા પણ તેમના માન ખાતર આપણે દશ હજાર દરરોજના માની લઈએ, તો સાત દિવસમા ૭૦૦૦૦ થાય. ત્યારે અહીં તો આપણને ત્રણ લાખ શ્લોક (પ્રમાણ)ના ગ્રંથો કહેવામાં આવ્યા છે જે એક તદ્દન નાખી દેવા જેવી અને અસંભવિત વાત છે

વળી મહાવિદેહ ક્ષેત્રની કોઈ પણ ચીજ અહીં ભરતક્ષેત્રમાં આવી પણ શકે નહિ. ટુકમાં મહાવિદેહ ક્ષેત્રથી ગ્રંથો લખ્યાની વાત તદ્દન નિર્માલ્ય જ છે

ગ્રંથો લખાતા હતા ત્યારે ચક્રીએ એલાચાર્યને આહારનું આમત્રણ આપ્યું એલાચાર્યે કહ્યું કે—મહાવિદેહ ક્ષેત્રમા જ્યારે રાત્રિ હોય છે ત્યારે ભરતમાં દિવસ હોય છે અને ભરતમાં જ્યારે રાત્રિ હોય છે ત્યારે મહાવિદેહ ક્ષેત્રમા દિવસ હોય છે હું ભરતક્ષેત્રમાં ઉત્પન્ન થયેલો વિદેહ ક્ષેત્રમાં આહાર કેવી રીતે લઇ શકુ ? આમ કહીને તેઓ સાતે દિવસ નિરાહાર રહ્યા

નિરાહાર રહ્યા, તેમા કાઇ ખોટુ નહોતુ, પુ ય અને નિર્જરા થઈ, પણ તેમની આ ગણતરીજ ખોટી હતી જે વખતે પોતે જે ક્ષેત્રમાં હોય તે ક્ષેત્રનો દિવસ ગણી કામ ચલાવાય અત્યારે એલાચાર્ય મહા વિદેહ ક્ષેત્રમાં હતા, તો મહા વિદેહનો દિવસ ગણી આહાર લેવો જોઈતો હતો–ભરતક્ષેત્રની સાથે અત્યારે તેમને કઈ નિસ્બત નહોતી

આરે પ્રયોગ લઈ એલાચાર્ય વિમાનમા બેઠા રવિપ્રભદેવે વિમાન ઉપાડયુ અને આચાર્યને ગમગિરિ પર્વત પર પહોચાડી, પોતે પોતાને સ્થાને ચાલ્યો ગયો

પહેલી વખત વિમાનમા બેઠા હતા તેનુ પણ પ્રાયશ્ચિત લીધેલુ નહિ અને પાછા વળી બીજી વખત વિમાનમા બેઠા પહેલી વખતને માટે તો આપણે કદાચ જવા દઈએ એમ જાણીને કે-તે વખતે આચાર્યશ્રી મુનિના આચારથી અજાણ હતા પણ આ બીજી વખત વિમાનમા બેઠા, તે કોઇ રીતે માફ થઈ શકે તેવુ નથી કારણ કે આ વખતે તો તેઓશ્રી પ્રભુ પાસેથી બધુ જ્ઞાન મેળવીને જ આવે છે જેથી તેઓશ્રી જાણતા જ હતા કે-મુનિથી વિમાનમા બેસાય જ નહિ, છતા પણ તેઓશ્રી વિમાનમા બેઠા તે કુદકુદ જેવા મહાન દિગબર આચાર્યને જરા પણ છાજે તેવુ કામ નહોતુ

પ્રભુ પાસેથી પાછા આવીને કુદકુદાચાર્યે શુ કર્યું તે હવે આવે છે

આ બાબત લખતા દિગબર ગ્રથકાર મહાશય ફરમાવે છે કે–

(૧) 'અબ સબ હી આજ્ઞા માનતે ભયે –હવે બધાય કુદકુદની આજ્ઞા માનવા લાગ્યા

ગ્રથકારે આ એક ચોખ્ખી અતિશયોક્તિ જ કરેલી છે હિંદમા કોઈ પણ દિવસ એવો આવ્યો નથી કે–જ્યારે હિંદ આખુય દિગબર મતવાદી થઇ ગયુ હોય છતા પણ આવુ નમાલુ લખવું તે ગ્રથકારનો ફક્ત પક્ષમોહ જ છે

~, આગળ ચાલતાં આ દિગંબર ગ્રંથકાર લખે છે કે —

(૨) 'અગણિત પ્રાણીયોંકો ધર્મમાર્ગમે લગાયા' અગણિત માણસોને ધર્મમાર્ગમા લગાડયા

આ પ્રમાણે એક ચોખ્ખુ ઢમ્બગજ છે દુનિયામાં મનુષ્યોની સખ્યા હમેશા ગણિત જ હોય છે-ગણી શકાય તેટલી જ હોય છે મનુષ્યની અગણિત સખ્યા કોઈ દિવસ થઈ નથી, થતી નથી અને થશે પણ નહિ તો પછી 'અગણિત' લખી ખોટી રીતે પોતાના પક્ષને ઉજળો બતાવવાથી શો ફાયદો ?

હા, પ્રાણીઓની સંખ્યા એક રીતે 'અગણિત' થઈ શકે ખરી કુ કુ દાચાર્યે બહુ બહુ તો ૫-૨૫ હજાર મનુષ્યોને-બુઝવ્યા હશે, તે ઉપરાત તેમના માનની ખાતર આપણે માની લઈએ કે ૫-૨૫ હજાર ગાય-ભેસ વગેરે સની નિર્યચોને બુઝવ્યા હશે આ બધો સરવાળો કરીએ તો પણ ગણિતસખ્યાતા જ થાય છે હવે અગણિત સંખ્યા આપણે માનવી જ હોય તો પછી આપણે ન છુટકે ઉપરની સખ્યામા સમૂર્છિમ મનુષ્યોને ભેળવવા જોઈએ જો તેઓશ્રીએ સમૂર્છિમ મનુષ્યોને બુઝવ્યા હોય તો જ 'અગણિત સખ્યાનો મેળ મળી રહે, તે સિવાય તો કોઈ રીતે મેળ મળી શકે જ નહિ

આ ઉપરાત બીજુ શુ કર્યુ ? તો કે-(૩) લાખો પ્રાણીઓને શ્વેતાંમર+ ધર્મ છોડાવી દિગંબર બનાવ્યા '

---

+ શ્વેતાંમર એટલે અહીં દેરાવાસી અર્થ જ લેવાનો છે કારણ કે, દેરાવાસી ભાઈઓએ આપણા ખડનના પુસ્તકોમા એમજ લખ્યુ છે કે-સ્થાનકવાસીઓ તો લોંકાશાહ (વિ સં ૧૫૩૧) થી જ થયા છે, તે હિસાબે દિગંબરનો અમુક ભાગ એમ જ માને છે દિગંબરના આ 'સૂર્યપ્રકાશ ગ્રથના ઉપરના લખાણથી એટલું તો જરૂર નક્કી થયુ કે-દેરાવાસીઓ કુંદકુંદાચાર્યની પહેલાં પણ હતા ખરા અને તે

આ વાચી દિગબર ભાઈઓને તો ખરેખર મોઢામાંથી પાણી જ

પણ જેટલા તેટલા નહિ, પણ લાખો અને કરોડોની સખ્યામાં

હવે સાથે સાથે આપણે આપણું–સ્થાનકવાસીઓનું પણ જોઈ લઈએ

આ "સૂર્યપ્રકાશ" ગ્રથમાં પાનું ૧૭૯ થી ૨૦૮ સુધીમાં આપણી હકીકત લીધેલી છે આ બધી હકીકત પ્રભુ મહાવીર શ્રેણિક રાજાને સમોસરણમાં કહી સભળાવે છે આ હકીકત કહેતાં દિગમ્બર મહાવીર પ્રભુ કહે છે કે–

ઢૂંઢિયાઓ મૂર્ખ, મૂઢ, મ્લાનસ, જિનનિન્દક, ધર્મલોપક જિનધર્મ નાશક, મદોદ્ધત ખલ ખલાત્મા ક્રૂર, ભક્ષ્યાભક્ષ્ય વિવેક રહિત, અધમ ભ્રષ્ટાચારી, પશુતુલ્ય દુર્ગતિગામી વગેરે વગેરે આ તો ફક્ત મે નમુનાજ આપ્યા છે બાકી તો ભગવાને ઢૂંઢિયાઓ અનેક ગાળિઓ આપી છે દિગમ્બરના ભગવાન મહાવીરે આટલી આટલી ગાળો આપી છતા ઢૂંઢિયાઓ જરા પણ તપ્યા વગર તેમને જવાબ દેવા લાગ્યા કે–

ભો સજ્જના અમે આરભ અને હિંસાની બીકે પ્રતિમાપૂજા કરતા નથી, વગેરે

આવા શાન્ત જવાબના ઉત્તરમા પણ સ્થાનકવાસીઓને ખુબ ગાળો ખાવી પડી ત્યાર બાદ શ્લોક ન ૧૫૨ માં પ્રભુ કહે છે કે

નામ્ના ઢૂંઢ્યાશ્ચ વિખ્યાતા ક્રિયાકર્મ વિવર્જિતા "
સર્વત્ર વિસ્તૃતા તે ચહાધુના ભો બુધોત્તમા ૧૫૨

અર્થ–લુમ્પમતને ઢૂંઢિયા કહે છે અને તેઓ ઢૂંઢિયાના નામ પ્રસિદ્ધ છે આ લોકોમાં સદાચારની એક પણ ઉચ્ચ ક્રિયા નથી! (એમ સ્થાનકવાસી પણ કહે છે )

પુસ્તકમાં જે પ્રમાણે શ્લોક તથા અર્થ આપેલ છે, તે પ્રમ

છૂટરી કે-વાહવાહ ? કુદકુદાચાર્યે કામ તો ઘણું જ સારૂં કર્યું પણ મેં અહીં મૂક્યા છે શ્લોકનો અર્થ મુનક જ્ઞાનસાગરજીએ તદ્દન ખોટો આપ્યો છે અને ઉત્તરાર્ધની બીજી લીટીનો તો અર્થ પણ આપ્યો નથી ખરો ભાવાર્થ એમ છે કે –

આ વખતે દૂષિત લોકો બધી જગાએ ફેલાએલા છે
ઉપરની હકીકતમાથી નીચે મુજબ મુદ્દાઓ નીકળે છે —

(૧) પહેલો મુદ્દો એ નીકળે છે કે-દિગબરના મહાવીરની ભાષાસમિતિ કેવી મજાની (!) હતી ? દિગબરોએ સ્થા ના મહા વીરને પોતાની મલિક પનાએ સૂત્રોના વાકયોના ઉધા અર્થ કરી વગર વિચાર્યે ચોરજ, ગોલક વર્ણશકર ' વગેરે કહ્યા છે ત્યારે અહીં દિગબરોના જ ગ્રથ પ્રમાણે દિગબરના મહાવીર વિના કારણે સ્થા નકવાસીઓને ગાળો આપી પોતાનું તીર્થંકરપણુ સાબિત કરી આપે છે અને દિગબરોના મહાવીર કેવા છે તેની ખાની કરી આપે છે કે-જે જેની પાસે હોય, તે આપે. દદતુ દદતુ ગાલિ ગાલિવન્તો ભવન્ત ' તે શ્લોક મુજબ– તમારાથી દેવાય તેટલી ગાળો દીઓ કારણ કે તમે ગાલિવાળા છો, અમારી પાસે ગાલિ નથી તેથી અમે કોઈને દઈ શકતા નથી સસલા પાસે શિગડા નથી તો તે કોઈને દઈ શકતું નથી ' તે મુજબ દિગબરોના મહાવીર પાસે ગાળો હતી તો તેમણે સ્થાનકવાસીઓને ગાળો દીધી પણ સ્થાનકવાસીઓ પાસે ગાળો નહોતી તેથી તેમણે જવાબમા ગાળો ન દેતા સજ્જન' શબ્દથી સામો ઉત્તર આપ્યો આજના દિગબરો સ્થાનકવાસીઓને ગાળો દીએ છે તે જોઈ કોઈ પણ સ્થાનકવાસી ભાઈએ અફસોસ ન કરવો કારણ કે દિગબરોના આ ગુણ તેમના મહાવીરથી ઉતરી આવેલ છે મહાવીર પણ ગાળો દેતા તો દિગબરો ગાળો દીએ તેમા નવાઈ શુ ? એ તો આગુસે ચલી આતી હય ' મુદ્દે દિગબરોના મહાવીર કેવા છે, તે જ અહીં મે ટૂંકમાં વાચકને બતાવ્યુ છે

તેમના પૂર્ણ કમનશીબે તે સખ્યા પાછી પડી ગઈ અને અત્યારે કુદ
ર્*વેતાંબરો કરતાં તેમની સખ્યા માંડમાંડ અરધી જ રહી ગઈ છે

૨—બીજો મુદ્દો એ નીકળે છે કે-દિગબરોના મહાવીરે સ્થાનક
વાસીઓને આટલી આટલી ગાળો આપી, છતાં પણ સ્થાનકવાસીઓ
જરા પણ તપ્યા વગર ગાળોના જવાબમા પણ ગાળોના દેનારને
'સજ્જન' કહી ઉત્તર આપે છે સ્થાનકવાસીઓ ઝઘડા થી કેટલા દૂર
રહેનારા અને શાંત સ્વભાવના છે તેનો આ આબાદ નમુનો છે
મહાવીરના સમોસરણમાં સ્થા ભાઇઓએ જે શાન્ત જવાબ આપ્યો,
તે જ શાંત સ્વભાવ આજે પણ સ્થા ભાઈઓમા પ્રત્યક્ષ દેખાઈ
આવે છે આજના સ્થા ભાઇઓ બને ત્યાં સુધી પાગમના ખડન
મડનમા પડતા જ નથી અને શાતપણે પોતાનો ધર્મ કોઇને દુઃખી
પણ હરકત કર્યા વગર ચુપચુપ પાળ્યા કરે છે પણ પોતાના જ્ઞાન
અને પૈસાના મદમા તણાઈને દિગબરો તેમને જુઠમુઠના ઉશ્કેરે છે
છતાં પણ સ્થા ભાઈઓ કંઈ બોલતા નથી પણ દરેક ચીજને હદ
હોય છે, જ્યારે હદ ઉપરાંત થઈ જાય છે, ત્યારે જ પછી કોઈ વખત
સ્થા ભાઈને પણ પોતાના બચાવ માટે કલમ ઉપાડવી પડે છે પણ
તે કલમ બહુજ શાન્ત અને મુદ્દાસરજ કામ કરે છે, નહિ કે ગાળિપ્રદાન.

૩—ત્રીજો મુદ્દો એ નીકળે છે કે-સ્થાનકવાસીઓ આજકાલના
નવા નીકળેલ નથી, પણ મહાવીરના વખતનાજ છે ત્યારે જ તો
મહાવીરે સ્થાનકવાસીઓને સબોધીને ભો હુમ્મનધારક, ભો લુંકા,
ભો ઢૂંઢયા, વગેરે કહે છે એટલે મહાવીરના વખતમા પણ સ્થાનક
વાસીઓ હતા એમ દિગબર ગ્રથ ઉપરથી સાબિત થઈ જાય છે
સ્થાનકવાસીઓ મહાવીરના વખતમા હતા એટલુંજ નહિ પણ
તેઓ ૫-૨૫-૧૦૦ કે ૨-૫ હજાર નહોતા પણ ઘણીજ મોટી
સખ્યામા હતા-'સર્વત્ર વિસ્તૃતા' બધી જગાએ ફેલાએલા હતા
એમ પણ આ ઉપરથી સાબીત થઈ જાય છે જે દિગબરો સ્થાનક
વાસીઓને આજકાલ થયેલા માને છે તેઓએ આ ઉપરથી ધડો
લઈ પોતાની ભૂલનું પ્રાયશ્ચિત લેવુ ઘટે છે

જેમ અત્યારે આપણે જોઈએ છીએ કે-નવા થએલ દિગમ્બરો પોતાની બધી શક્તિ શ્વેતામ્બરો અને ખાસ કરીને સ્થાનકવાસીઓ ને જ વટલાવી દિગમ્બર કરવામાં ખર્ચે છે (કારણ કે જૈનેતરાને દિગમ્બર કરવાની તો તેમનામા શક્તિ નથી) સ્થા ના વેશમા હતા ત્યારે જે સ્થા ભાઈબ્હેનો તેમને ઓળખતા હતા તેમને જ પોતાના પક્ષમા ખેચી રાખી, ભારે મર્દાનગી કર્યાનો આત્મસતોષ તેઓ અનુભવે છે પણ આ તેમની ભૂલ છે, ખરી મર્દાનગી તો દારૂ-માસ ખાવાવાળાને તેમજ જૈનેતર જનતાને સમજાવી દિગમ્બર બનાવવામાં જ રહેલી છે તે તેઓ ભૂલી જાય છે, અને ઘરમાને ઘરમા છી છી કરે છે બરાબર તેમજ કુદકુદાચાર્ય પણ કરે છે જો કે હુ સમજુ છુ કે-લાખો શ્વેતામ્બરોને દિગમ્બર બનાવવા તે કાંઈ નાનીનું ઘર નથી, છતાં પણ ગ્રથકાર જે લખે છે તેનો જવાબ તો દેવો જ જોઈએ ગ્રથકારે આવુ હમ્બગ લખ્યુ તેના કરતા તો ૨૪૩૭૯૪૧ જૈનેતરોને જૈન બનાવ્યા એવી તોપ મારી હોત, તો વધારે સારૂં હતું બાકી દિગબરો આ મુજબ લખશે અને લખે છે, તેથી શ્વેતામ્બરો (દેરાવાસી ભાઈઓ) પણ એમજ લખે કે-કરોડો દિગબરોને શ્વેતામ્બર બનાવ્યા, તો તેમા કાંઈ નવાઈ જેવુ ન કહી શકાય.

આ ઉપરાંત કુદકુદાચાર્યે શુ કર્યુ ? તો કે (૪) હજારોને મુનિ કુંદકુદ સ્વામીના ચમત્કારથી સસાર ઉપરથી વૈરાગ્ય આવ્યો અને તેઓએ દીક્ષા લીધી

આ વાત તદ્દન હમ્બગ છે, કારણ કે ત્યાર પછીની લીટી માં જ ગ્રથકાર લખે છે કે-કુદકુદના સઘમા ૫૯૪ મુનિઓ થયા કયાં હજારોની સખ્યાની વાત અને કયાં ફક્ત ૫૯૪ આવી રીતે ખોટી અતિશયોક્તિ ન કરતાં સાચી વાત લખતા હોય તો શુ કાંઈ વાંધો આવે ખરો ? સાચી વાત લખવામા કુદકુદની મહત્તા ઘટતી નથી, બલ્કે વધે છે

કુંદકુંદાચાર્યના જીવનચરિત ઉપર આટલો વિચાર કર્યો બાદ હવે આપણે તેમનું જીવનચરિત્ર આગળ ચલાવીએ અને તેમણે કેવા કેવા ચમત્કાર-પરાક્રમ કર્યાં છે, તે હવે જોઈએ

મહાવિદેહ ક્ષેત્રમાં લખાયલા ચાર ગ્રંથ વિમાનમાં બેસીને લઈ આવ્યા બાદ એક દિવસ કુંદકુંદાચાર્ય ગિરનારની યાત્રાએ પધાર્યા આચાર્યની સાથે આ યાત્રામાં નીચે મુજબ પરિવાર હતો

૭૦૦—નગ્ન દિગંબર મુનિ,
૧૪૦૦—એક સાડીજ પહેરવાવાળાં આર્યાજી,
૩૫૦૦૦—શ્રાવકો
૭૦૦૦૦—શ્રાવિકાઓ

---

૧૦૭૧૦૦ એક લાખ સાત હજાર ને એકસો

આ ઉપરાંત તેમની સાથે નોકર-ચાકર પોલીસ, પ્યાદા તથા ગાડી ઘોડા આદિ વાહન હતા આખા સંઘ પાછળ નોકર-ચાકર, પોલીસ રસોઈયા તથા કામ કરવાવાળાઓની સંખ્યા બે હજારની તો ગણવીજ જોઈએ એટલે ૧૦૯૧૦૦ ની સંખ્યા થઈ હવે ૧૦૫૦૦૦ શ્રાવક શ્રાવિકાના વાહનોનો વિચાર કરીએ ઘોડાગાડી હોય કે બળદગાડી હોય-ગમે તે હોય પણ એક ગાડીમાં ચારથી વધારે બેસાય નહિ કારણ કે એમ તો આ સંઘ ધાર્મિક યાત્રાએ જતો હતો, તેથી મુંગા જાનવરને દુ:ખ ન દઈએ તેમજ અઈભારે'નો અતિચાર પણ ન લગાડે વળી ઘણી લાંબી મુસાફરી હતી, તેથી સાધારણ રીતે આરામથીજ જાય. આ હિસાબે ૨૬૨૫૦ ગાડા કે ઘોડાગાડી થઈ આટલા ગાડાવાળાની સંખ્યા ૧૦૯૧૦૦ માં મેળવતા કુલ મનુષ્ય સંખ્યા ૧૩૫,૩૫૦ની થઈ આ ઉપરાંત ૨૬૨૫૦ ગાડાના ૫૨૫૦૦ બળદ થયા

આ આખાએ સંઘે ગીરનાર પર્વતની તળેટીમાં પડાવ નાખ્યો

હવે બરાબર થવા કાળ તે આજ વખતે શ્વેતાંબર (દેરાવાસી)નો એક સંઘ પણ ગિરનારની યાત્રા કરવા ત્યાં આવી પહોંચ્યો આ શ્વે સંઘમાં ૨૪૦ યતિ હતા આ યતિઓ કેવા હતા ? તો કે દિગંબર ગ્રંથના કહેવા પ્રમાણે—

ફક્ત યક્ષ-યક્ષિણિઓના આરાધક પોતાના શરીરને જ પોષવામાં ધ્યાન રાખવાવાળા, યતિઓના એક પણ ગુણ વગરના—નામ માત્રના યતિ, અનેક ચમત્કારવાળા, પોતાની પાસેના મંત્ર તંત્રના મદથી મદોદ્ધત, પોતાના મતની પ્રસિદ્ધિ શ્રાવકોને પોતાનો વૈભવ દેખાડી કરવાવાળા દુષ્ટ આશયવાળા ક્રૂર

આવા વિશેષણોવાળા હતા

દિગંબરો આ પ્રમાણે કહે તેમાં કાંઈ નવાઈ નથી કારણ કે, તેમના તીર્થંકર મહાવીરે આથી પહેલા સ્યા ભાઈઓ માટે તેથી પણ વધારે ખરાબ ભાષા વાપરી છે, તો પછી આ તો શું હિસાબમાં ? આપણે એમજ માનીને સંતોષ લેવો કે-દિગંબરના મહાવીરની ભાષા આવી જ છે, માટે તેમાં હરખશોક કરવો નહિ

આ શ્વે સંઘનો પરિવાર નીચે મુજબ હતો

૨૪૦ સાધુ×

૨,૦૦ ૦૦૦–શ્રાવક

૨ ૦૦,૨૪૦ બે લાખ બસો ને ચાલીસ

---

× ઉપર જે સાધુની સંખ્યા ૨૪૦ની મેં આપી છે તે 'સૂર્યપ્રકાશ ગ્રંથ પાનું ૮૭ મુજબ આપી છે હવે આજ ગ્રંથમાં અનુવાદક ક્ષુલ્લક જ્ઞાન સાગરજી પાનું ૮૪ ની ફૂટનોટમાં લખે છે કે—એલક પન્નાલાલ દિ જૈન સ ભવન, મુંબઈમાં એક ગુટકો છે તેમાં આ આખાએ સંઘની વિગતવાર હકીકત લખી છે આ હકીકતમાં શ્વેતાંબરની સંખ્યા નીચે મુજબ બતાવી છે

૧૨,૦૦૦—ચોરાશી ગચ્છના યતિ.

૨,૫૨,૦૦૦-ઓસવાલાદિ શ્રાવક ઘણા જ ચાકર, પ્યાદા સહિત.

વાચકને કદાચ નવાઈ લાગશે કે—એકજ પુસ્તકમાં આટલો ફેર કેમ ?

શ્વે ના સધમાં ગુરૂણીજીઓ તથા શ્રાવિકાઓની સંખ્યા આપવા માં આવી નથી તેથી એમ લાગે છે કે-ગ્રથકાર તે સખ્યા દેતાં ભૂલી ગયેલ છે અગર તો શ્વે શ્રાવિકાઓ સંખ્યામા ઘણી જ વધારે હોય, તેથી દિગબરના મહાવીર* ગણી શકયા ન હોય. તેથી સંખ્યા દેવા કરતા સખ્યા દેવીજ નહિ, એમ ધારી શ્રાવિકાની સંખ્યા ન આપી હોય તો તે બનવા જોગ છે બાકી શ્વે શ્રાવિકાઓ સઘમા સાથે ન હોય તે બને જ નહિ. કારણ કે આજના શ્વે. સઘમા પણ શ્રાવિકાઓ માત્રામાં સાથે જ હોય છે

હવે બે લાખ શ્રાવકોને માટે ૫૦,૦૦૦ ગાડાં સાથ હોય જ અને તેટલા જ ગાડીવાળા તે ઉપરાત ઓછામાં ઓછા ૫૦૦૦ નોકર વગેરે એટલે શ્વે સઘની સખ્યા નીચે મુજબ થઈ

૨૪૦ સાધુ
૨૦૦,૦૦૦ શ્રાવકો
૫૦,૦૦૦ ગાડાવાળા
૫,૦૦૦ નોકર-ચાકર

---

૨૫૫૨૪૦ બે લાખ પચાવન હજાર બસોને ચાલીસ મનુષ્ય સખ્યા, અને ૫૦,૦૦૦ ગાડાંના ૧૦૦૦૦૦ એક લાખ બળદીઆ

---

જવાબમા કહેવાનુ કે-કોઇ નાનો બડિો મારતો હોય અને કોઇ મોટો મારે એમા કાંઈ નહિ, એ તો ચારે શ્રાવકની સખ્યામા ફક્ત સવાયો જ ફેર છે, ત્યારે સાધુની સખ્યામા જબરજસ્ત ફેર-પચાસ ગણો ફેર છે છતા પણ વાચક બંધુ! તારે આ વાત સાચીજ માની લેવી. કારણ કે, આ વાત આપણને મહાન્ દિગબર આચાર્યોએ કહેલી છે અને દિગબર આચાર્યો કાંઈ થોડુ જ જૂઠુ બોલે છે ?

* કારણ કે આ બધું વર્ણન ભગવાન મહાવીરે શ્રેણિકરાજ પાસે ભવિષ્ય સબધી કર્યું છે

ખરેખર, આવડો મોટો જૈન સઘ એકી સાથે જોઈ મને અહુજ આનંદ થાય છે આવડા મોટા સઘથી જે જે દેશોમા થઈને તે સઘ આવ્યો હશે, તે તે દેશોમા જૈન ધર્મની જાહોજલાલી કેટલી બધી વધી હશે ? તે તે દેશોના માણસોને જૈન ધર્મ તરફ કેટલો બધો પ્રેમ વધ્યો હશે ? આ બધુ હોવા છતા અફસોસ માત્ર એટલોજ થાય છે કે–

આવડો મોટો જૈન સઘ–જેમા

૩,૯૦૨૪૦ મનુષ્યો

૧,૫૭૫૦૦ બળદીયા અને

૭૬૨૫૦ ગાડા

હતાં આવડી મોટી મનુષ્ય બળદીયા અને ગાડાંની સખ્યા જુના ગ'ના ગિરનારની તળેટીમા કેવી રીતે સમાઈ શકી હશે ? ગિરનારની તળેટીમાં અત્યારે પણ જો દશહજાર માણસો એકી સાથે ભેગાં થઈ જાય, તો સમાઈ શકે નહિ ત્યારે આ તો ૭૬। હજાર ગાડાં સહિત લગભગ સાડા પાચ લાખ મનુષ્યો અને બળદીયાઓ ? બનીજ કેવી રીતે શકે ? દિગબરોએ વાત કહેતા તો કહી નાખી પણ તેઓને એટલો વિચાર ન થયો કે–આવડા મોટા સઘને આપણે સમાડશુ કયા ? કદાચ કુદકુદાચાર્યની લબ્ધિથી ન સમાઇ શકે તેવડી જગ્યા માં પણ સમાઈ ગયા હોય તો પછી કાઈ કહી શકાય નહિ બાકી આવડા મોટા સઘની આ હકીકત મને તો એક ટાઢા પો'રની ગપ જ લાગે છે

આવડા મોટા સઘના આટલા માણસોને ખાવાનુ તો ઠીક, પણ પીવાનું પાણી મળવુ મુશ્કેલ થઈ પડે તેમજ બાળવાના લાકડાંની પણ પૂરી પચાત થઈ પડે, ૧।। લાખ બળદને એકી સાથે ખડ પણ મળવુ મુશ્કેલ થઈ પડે અને આગળ વધીને કહું તો ચાર લાખ સ્ત્રી-પુરૂષોને જગલ જવાની પણ જગ્યા ન મળે તો પછી બીજી સગવડોતુ તો પૂછવુ જ શુ ? ચોમાસામા યાત્રાએ જઈ શકાય

નહિ, તેથી શિયાળાની ઠંડી કે ઉનાળાની ગરમીથી અગર પાણી વગર આવડો મોટો સઘ કેટલો હેરાન-પરેશાન થયો હશે? પણ આ વાત આપણે જવા દઈએ કારણ કે આ વાત ગપજ કરે છે, તો પછી તેના ઉપર વિવેચન કરવાથી શુ ફાયદો? માટે આ વાત છોડી હવે આગળ વધીએ

બન્ને સઘોએ ગિરનારની તળેટીમાં પડાવ નાખ્યો પછી શુ થયુ? તો કે-જેમ મધ્યયુગના રજપૂતો વાતવાતમા લડી પડતા અને દેશની અને પ્રજાની પાયમાલી થાય તેવા યુદ્ધો કરતા-તેમજ બરાબર અહીં પણ થયુ અહિં વાગ્યુદ્ધ જામ્યુ શ્વેતામ્બર કહે પહેલાં અમે ચડીએ ત્યારે દિગબર કહે કે અમે પહેલાં ચડીએ, કારણ કે અમેજ પ્રાચીન છીએ

જાણે કેમ પહેલા ચડવાવાળાને મોક્ષ મળી જવાનો હોય, અને પાછળ ચડવાવાળો રહી જવાનો હોય? તેમ આ બે સઘ વચ્ચે ચર્ચા ચાલી આખરે ગમે તેમ તો જૈનો-તેથી લાકડીઓ નહિ ઉછળતા, 'પહેલો કયો સઘ ગિરનાર ચડે' તેનો નિર્ણય કરવા બન્ને આચાર્યોએ ચર્ચા કરવી એમ નક્કી થયુ શ્વેતાંબરોમા મુખ્ય શુકલાચાર્ય હતા તેથી શુકલાચાર્ય અને કુદકુદાચાર્ય વચ્ચે ચર્ચા ચાલી. આ ચર્ચા કેટલાએ દિવસો સુધી ચાલી પણ કોઈ હાર્યુ જીત્યુ નહિ

શુક્લાચાર્ય અને કુદકુદાચાર્યની વચ્ચે અનેક દિવસો સુધી ચર્ચા ચાલી પણ તેમા કોઈ હાર્યુ જીત્યુ નહિ, આ વાત પણ જરા સમજવા જેવી છે

મે દેરાવાસી ભાઈઓના અનેક ગ્રથો વાચ્યા છે, પણ તેમાં કોઈ જગાએ શુક્લાચાર્યનુ નામ આવતું નથી તેમજ તેમનું જીવન-ચરિત્ર પણ આવતું નથી આ હિસાબે શુકલાચાર્ય દેરાવાસીઓના પ્રસિદ્ધ આચાર્યોમાંના કોઈ નથી પણ એક સાધારણ કોટિના આચાર્યજ છે હવે આવા એક સાધારણ દેરાવાસી આચાર્યને પણ જે

કુંદકુંદાચાર્ય અનેક દિવસો સુધી હરાવી શકતા નથી, તે કુંદકુંદાચાર્યને 'ભગવાન તુલ્ય' કેવી રીતે માનવા ? તે કુંદકુંદાચાર્ય સીમંધર પ્રભુ પાસે જઈ જ્ઞાન મેળવી આવ્યા, તે વાત કેવી રીતે માની શકાય ?—તે કુંદકુંદાચાર્ય ૩ લાખ શ્લોક પ્રમાણના ગ્રંથો મહાવિદેહ ક્ષેત્રમાં જઈ લખી કે લખાવી લાવ્યા તે વાત કયો ડાહ્યો માણસ માની શકે ? સૂત્રોની આ ચર્ચામાં અનેક દિવસો સુધી કુંદકુંદાચાર્ય શુકલાચાર્યને હરાવી ન શક્યા તે ઉપરથી કુંદકુંદાચાર્યનું સૂત્રજ્ઞાન કેટલું હતું તેની કલ્પના વાચકોએજ કરી લેવી

સૂત્રોની ચર્ચામાં કોઈ કાર્ય—જીત્યુ નહિ, ત્યારે દિગમ્બરોના કહેવા પ્રમાણે શુકલાચાર્યે મંત્ર વિદ્યાથી કુંદકુંદાચાર્યનું કમંડળ માછલીઓથી ભરી દીધું દિગમ્બરોની આ વાત સાચી હોય તો ખરેખર શુક્લાચાર્યે તેમ કરવું જોઈતું નહોતું, કારણ કે, જૈન સાધુઓ આવી મંત્રવિદ્યા વાપરી શકે નહિ પણ અહીં તો બન્ને પક્ષ સરખા છે જેવી મંત્ર વિદ્યા શુકલાચાર્યે વાપરી તેવી જ મંત્રવિદ્યા કુંદકુંદાચાર્ય હવે વાપરે છે કુંદકુંદાચાર્ય જો ખરેખરા શુદ્ધ દિગમ્બર મુનિ હોત, તો શુક્લાચાર્યને કહી દેત કે– ભાઈ, તમે મંત્ર વિદ્યા વાપરવા માંડ્યા, માટે હવે તમારી સાથે મારે વાત કરવાની ન હોય, કારણ કે મંત્રવિદ્યા વાપરવી એ જૈન સાધુનું કામ નથી ' આમ જો કુંદકુંદાચાર્યે કહી દીધું હોત તો તે બરાબર વ્યાજબી હતું પણ તેમ નહિ કરતાં પોતે પણ શુક્લાચાર્યની હારમાંજ ઉભા રહી મંત્ર વિદ્યા વાપરવા લાગ્યા.

જ્યારે કુંદકુંદાચાર્યને કોઇએ પૂછ્યું કે–આપના કમંડળમાં શું છે ? ત્યારે કુંદકુંદાચાર્યે શ્રી સીમંધર સ્વામીને નમસ્કાર કરી પોતાનું કમંડળ ઉંધુ કરી નાખ્યું, તો તેમાંથી પદ્મ-કમળ ફૂલોનો ઢગલો નીચે પડ્યો આ ઉપરથી કુંદકુંદનું 'પદ્મનંદી' એવું ચોથું નામ પડ્યું

કુંદકુંદનો આવો લોકોત્તર ચમત્કાર દેખીને (પ્રચારક કહે છે કે) બધા શ્વેતાંબર લોકોના મોઢાં કાળાં થઈ ગયાં

હું પ્રચારકને પૂછુ છુ કે—આમાં કુંદકુંદે કયો મોટો લોકોત્તર ચમત્કાર કર્યો! કમંડળમાં કમળફૂલો બનાવવા, એ તો આજનો એક સાધારણ મામૂલી બાજીગર પણ કરી બતાવે છે આપણા શહેર અને ગામડાની શેરીઓમાં દરરોજ રમુજ બનાવવા બાજીગરો આનાથી પણ વિશેષ ચમત્કારો કરી બતાવે છે અને બાળકો સિવાય આ ચમત્કારોમા બીજા કોઈને જરા પણ રસ આવતો નથી આવાં મામુલી ચમત્કારથી 'શ્વેતાંબરોનાં મુખ કાળાં થઈ જવા'નું કહેવુ એ એ નરી મૂર્ખાઈજ છે

શુક્લાચાર્યનું પહેલું બાણ ખાલી ગયુ, ત્યારે તેણે (દિગમ્બરોના કહેવા પ્રમાણે) બીજું બાણ માર્યું કુંદકુંદાચાર્યની પીછી ઉડાડીને આકાશમાં રાખી દીધી શુક્લાચાર્યે આટલું કર્યું ત્યારે આ બાજુ કુંદકુંદ પણ મંત્ર વિદ્યામા કાંઈ પાછા પડે તેવા નહોતા તેમણે શુક્લાચાર્ય સહિત બારે હજાર દેરાવાસી સાધુઓના વસ્ત્રો આકાશમા ઉડાડી દીધાં અને બધા એ સાધુઓને પોતાના જેવાજ દિગમ્બર–નગ્ન બનાવી દીધા એટલુંજ નહિ પણ એ સાધુઓનાં પથરણાં પણ આકાશ ભેગાં કર્યાં એ સાધુઓની ચાદર નીચે અને પીછી ઉપર' એમ પણ કુંદકુંદે કરી દીધુ આ રીતે દરેક એ સાધુઓની ઉપર મોર પીછી થઈ ગઈ ત્યાર બાદ શુ થયુ? ગુજરાતી લખાણ કહે છે કે–'ચાદર કે તાઈ પીછી ફૂટને લગી! ઓર યતિ લોગ રોને લગે!'

આટલી નાની હકીકતમાં કુંદકુંદાચાર્યે અનેક ભૂલો કરી છે

૧ માછલીઓમાંથી કમળફૂલ બનાવ્યા પછી કુંદકુંદે આ મંત્રવાદ આગળ ચલાવ્યો તે તેમની પહેલી ભૂલ થઈ

૨ શુક્લાચાર્યે તો ફક્ત કુંદકુંદનીજ મોર પીછી ઉડાવી દીધી હતી ત્યારે તેના બદલામાં કુંદકુંદે ફક્ત શુક્લાચાર્યનાજ વસ્ત્ર

ઉડાડી દેવાં હતાં તેની બદલીમા કુંદકુંદે શુકનાચાર્ય સહિત બારે હજાર શ્વે સાધુઓના વસ્ત્રો ઉડાડી મૂક્યાં તે કુંદકુંદની બીજી ભૂલ થઈ

૩ શ્વે સાધુઓના પથરણાએ કુંદકુંદનો કોઈ ગુન્હો કર્યો નહોતો, છતાં તેને પણ આકાશમા ઉડાડી દીધા, એ કુંદકુંદની ત્રીજી ભૂલ થઈ

૪ પીછીની મારફત શ્વે સાધુઓને માર મરાવવો એ કુંદકુંદ જેવા મહા સમર્થ દિગબર આચાર્ય માટે જરા પણ લાયક નહોતું કુંદકુંદની આ ચોથી ભૂલ

૫ કદાચ અજ્ઞાનદશાથી પોતે આચાર્ય છે—દિગબર મુનિ છે એવુ ભાન ભૂલી જઈને પણ કુંદકુંદે દેરાવાસી સાધુઓને માર મરાવ્યો, તો એવો માર તો જરૂર નહોતોજ મરાવવો કે શ્વે સાધુઓને રોવુ પડે એમ સાધારણ વ્રતધારી શ્રાવક પણ આવુ નિંદ્ય કામ કરતો નથી તો પછી આ તો દિગબરના મહાન્ સમર્થ-ભગવાન તુલ્ય-આચાર્ય ! તેઓ આવુ કામ કરીજ કેવી રીતે શકે ? અને છતાં પણ કુંદકુંદે આવુ શ્રાવકને પણ ન છાજે તેવુ કામ—સાધુઓ રોવે ત્યા સુધી માર મારવાનું કામ કર્યું, તે ઉપરથી કુંદકુંદને જૈન સાધુ માનવા કે નહિ તે કામ હું વાચકો ઉપરજ મૂકી દઉ છુ

કુંદકુંદ શ્રીસીમધર પ્રભુ પાસે જઈને જ્ઞાન લઇને આવ્યા, પુસ્તકો લઈ આવ્યા, તેનો ઉપયોગ તો કુંદકુંદે બહુજ સારો કર્યો કહી શકાય, તેમાં તો ના નહિ અને વખતે એમ પણ હોય કે–દિગબરના શ્રી સીમધર પ્રભુએ તેમને—કુંદકુંદાચાર્યને આવા ચમત્કાર કરતાંજ શીખવ્યા શું હોય.

ખેર, તે જે હો તે હવે વાત આગળ ચલાવીએ, પણ એક વાત વચમાં કહેવી રહી જાય છે વાચકને શકા થતી હશે કે—

કુંદકુંદાચાર્યની મોર પીંછી અને બાર હજાર શ્વે સાધુઓનાં વસ્ત્રો આકાશમા પડયાં રહ્યાં છે, તેનું શુ થયુ ? તે બધા અત્યાર સુધી આકાશમાજ છે કે નીચે આવ્યા ? તો તેના જવાબમાં કહેવાનું કે–કુંદકુંદાચાર્યની પીછી તો પાછી તેમની પાસે આવી ગઈ, પણ શ્વે સાધુઓનાં વસ્ત્રોનું શુ થયું તે બાબત ગ્રથમાં કાંઈ ખુલાસો નથી તે ઉપરથી એમ લાગે છે કે–તે વસ્ત્રો હજુ આકાશમા એમજ પડયા રહ્યા છે અને આ વાત તદ્દન ન બની શકે તેવી નથી જેમ ભીમે આકાશમાં ઉડાડેલ હાથીનાં ખોખાં હજુ પણ આકાશમા લટકી રહ્યાં છે, તેમ શ્વે સાધુઓનાં વસ્ત્રો પણ અત્યાર સુધી આકાશમાં જ લટકતા હોય તો તે તદ્દન બનવા જોગ છે વળી કોઈ કુંદકુંદ જેવો મહાન્ સમર્થ દિગબર આચાર્ય થશે તો તે આચાર્ય પોતાના દિગબર ધર્મની પ્રતિષ્ઠા વધારવા પોતાની જીતના આ નમુનાને આકાશમાથી હેઠો લાવશે તે દરમિયાન કોઈ વખત આકાશમાથી કોઈ સફેદ વસ્ત્ર નીચુ પડે અને કોઈ જૈનભાઇને તે મળે તો તેણે કુંદકુંદની શ્વેતાબર ઉપરની જીત તરીકેની તે નિશાની સમજીને તે વસ્ત્રને સાચવી રાખવુ

જ્યારે કુંદકુંદની પીછીએ યતિઓને મારી મારીને રોવરાવ્યા, ત્યારે શ્વેતાબરોએ કહ્યું કે–આવી ધૂર્તવિદ્યાથી વાદ ન થાય એવું વાચક ? હું તો હજુ મત્રવિદ્યા કહેતો હતો પણ આ તો નીકળી 'ધૂર્તવિદ્યા ! દિગબરના ભગવાન્ તુલ્ય કુંદકુંદાચાર્યે ધૂર્તવિદ્યા વાપરી ધૂર્તપણું કર્યું તેથી એક જૈન તરીકે મારે શરમાઈ જવુ પડે છે એક જૈન તરીકે મને ઘણો જ અફસોસ થાય છે કે–શુ જૈન ધર્મમા સારા સાધુઓ બધા મરી ખૂટયા કે–ધૂર્તવિદ્યા કરવાવાળા આ કુંદકુંદને ભગવાન્ તુલ્ય મહાન્ આચાર્ય ગણવામા આવે છે ! શુ દિગબરો ધૂર્તવિદ્યા કરનારને જ મહા સમર્થ આચાર્ય માને છે ? જો ખરેખર એમ જ હોય તો તે વાત જૈન ધર્મને અને ખાસ કરીને દિગબર ધર્મને ઘણી જ શરમાવનારી કહેવાય

ધૂર્તવિદ્યાનું પ્રકરણ પતી ગયા પછી દેરાવાસી અને દિગબર

બન્ને પક્ષે એમ નક્કી કર્યું કે સામે રહેલી સરસ્વતીની પાષાણ-પ્રતિમા જેને સાચા અને પ્રાચીન કહે, તે બન્ને પક્ષે કબુલ રાખવુ અને તે પ્રમાણે બન્ને પક્ષની હાર-જીત નક્કી કરવી

આ શરત મુજબ કોણ હાર્યું અને કોણ જીત્યુ તેની હકીકત હવે આપણે આગળ જોઈએ

આમળ જણાવી ગયા પ્રમાણે પાષાણ-પત્થરની બનેલ સરસ્વતીની મૂર્તિને બોલાવવાનું શરૂ થયુ પહેલા શુક્લાચાર્યે તેને બોલાવવા માટે મહેનત કરી જોઈ પણ સરસ્વતી બોલી નહિ. બરાબર છે પત્થરની મૂર્તિ બોલી હોય એમ કોઈએ (જપાષ્ટક સિવાય) ન્હી સાંભળ્યુ છે ખરૂં ? જડ એવો પત્થર ચૈતન્યની માફક કદાપિ બોલી શકે જ નહિ અને બોલે તો તે જડ નહિ પણ ચૈતન્ય સમજવુ જોઈએ જડ અને ચૈતન્યમા ફક્ત આટનોજ-આસમાન જમીન જેટેલોજ ફરક છે શુક્લાચાર્ય મૂર્તિને બોલાવી શક્યા નહિ એટલે કુદકુંદાચાર્યે મૂર્તિને બોલાવવી શરૂ કરી કુદકુંદે શ્રી સીમધર સ્વામીને નમસ્કાર કરી મોરપીછી સરસ્વતીની મૂર્તિ પર ધરી દેવીને પ્રાર્થના કરી ત્યારે દેવીએ ગર્જના કરી કહ્યુ કે- આદિ દિગબર ? આદિ દિગબર ? આદિ દિગબર ? એમ કહી દેવી ચુપ થઇ ગઇ

દુનિયામાં પત્થર બોલ્યો હોય એવુ કોઈએ જોયુ નથી, છતા પણ કુદકુદાચાર્યે આ પત્થરને બોલાવ્યો તે ઉપરથી એમ લાગે છે કે-અહીં પણ કુદકુદાચાર્યે પોતાની ધૂર્તવિદ્યા વાપરી હશે દિગબર અથવા પોતે જ કહે છે-કુદકુદે શુક્લાચાર્યના વસ્ત્રો ધૂર્તવિદ્યાથી ઉડાડી દીધા હતા તો અહીં પણ કુદકુદે તેની જ ધૂર્તવિદ્યા વાપરી હોય તો તેમાં કાંઈ નવાઈ જેવુ નથી, કારણ કે અહીં તો કોઇ પણ રીતે જીતવુ જ હતુ

હા દિગબરોના આવા મહાન્ આચાર્ય ધૂર્તવિદ્યા વાપરે તેથી રથા વાચકને કદાચ નવાઈ લાગે ખરી, પણ તે તો જ્યાસુધી દિગબર આચાર્યોની પરાક્રમ કથાઓ રથા વાચકે વાંચી નહોય ત્યાં સુધીજ

કુદકુદે એરોપ્લેઈન વસ્ત્રો ઉડાવવા જેવી ધૂર્તવિદ્યા વાપરી છે એ નથી કુદકુદ પછી 'ભગવાન્ સમતભદ્રાચાર્ય'ને નામે ઓળખાત મહાપરાક્રમી સમતભદ્રે પણ કુદકુદ જેવીજ બલ્કે તેનાથી પણ ચા ચાસણી ચડે તેવી ધૂર્તવિદ્યા વાપરી છે વાચકને જરૂર આ ક જાણવાનુ મન થયુ હશેજ, તેથી જ તે હકીકત અહીં દિગબ માસિકમા આવેલ હકીકત મુજબ આપુ છુ

દીક્ષા લઈ મુનિ થયા બાદ સમતભદ્રને ભસ્મક નામે રો થયો આ રોગ જે મિષ્ટાન્ન ખવાય તો જ મટે એવો હતો

દિગબરોના આવા વિચિત્ર પ્રકારના રોગની હકીકત સાભળ... સ્થા વાચકને જરૂર નવાઇ લાગશે પણ તેમા નવાઈ પામવા જેવુ કાઈ નથી. દિગબરોની હકીકત બધી નવાઈ પામવા જેવી જ છે

પોતાના દિગબર સપ્રદાયમા તેમજ પોતાના દક્ષિણ દેશમા મીઠાઈ નહિ મળતી હોય તેથી કે પછી કોઈ બીજા કારણે સમતભદ્ર ઉત્તર દેશમા ગયા પુડ્રવર્ધન નામે શહેરમા એક મોટો બૌદ્ધ મઠ હતો, ત્યાં સમતભદ્ર પહોચ્યા પોતાને વેશ ઉતારવા જેવુ તો કાઇ હતું જ નહિ કારણ કે નગ્ન તો હતા જ તેથી વેશ ઉતાર્યો એમ તો આપણાથી ન કહેવાય પણ તેઓએ બૌદ્ધનો વેશ ધારણ કર્યો

વાચક! જોઈ લેજો આ દિગબરોના ભગવન્ સમતભદ્રાચાર્ય!' એક ફક્ત ખાવાને માટે પોતાનો દિગબર વેશ નેવે મૂકીને પોતે બૌદ્ધ બન્યા પાપી પેટ કે રસ લોલુપ જીભડી શુ શુ નથી કરાવતી? સમતભદ્રે ફક્ત મિષ્ટાન્ન ખાવાને માટે દેશ છોડયો, વેશ છોડયો અરે પ્રાણથી પણ પ્યારો એવો પોતાનો ધર્મ છોડયો, પણ તે બધુ નકામુ ગયુ કારણ કે આ બૌદ્ધ મઠમા તેમને મિષ્ટાન્નનો જોગ થયો નહિ. પણ તેથી કાઇ સમતભદ્રાચાર્ય હિમ્મત હારે તેવા નહોતા બૌદ્ધ મઠ છોડીને બહાદુરીપૂર્વક તેઓશ્રી આગળ વધ્યા અને દશપુર ગામમા ભાગવત-ધર્માવલબીની મઠમા પહોચ્યા ત્યા તેમણે ભાગવતી વેશ ધારણ કર્યો પણ તેમનુ નશીબ બે ડગલાં આગળ

ને આગળ જ હતું. જેથી અહીં પણ મિષ્ટાન્નનો જોગ થયો નહિ. આમ બબ્બે વખત નિરાશા મળી છતા પણ ન ગભરાતા, તેઓશ્રી આગળ કૂચ કરીને કાશ્મીરનગરમા પહોચ્યા આ નગરમા શીવકોટી રાજા નામે હતો રાજા તરફથી દરરોજ શિવલિંગને મિષ્ટાન્નનાં નિવેદ ચડાવાતા હતા નિવેદ દેવને ચડાવાય એટલું જ, બાકી તો પૂજારીઓ જ તે નિવેદને ચડાવી જાય એ વેશ બદલ્યા બાદ સમત ભદ્રે અહીં ત્રીજો યોગીનો વેશ ધારણ કર્યો હતો વાચકને કદાચ નવાઈ લાગશે કે આ શું ? સમતભદ્રાચાર્ય આખો દિવસ વેશ જ બદલ્યા કરે છે કે શું ? પણ તેમા કાઈ નહિ, એ તો ચાલે તેઓશ્રી દિગબરોના મહાન્ આચાર્ય છે, માટે વેશ બદલી શકે તેમા આપ ણાથી તેમને કાંઈ પણ કહી શકાય નહિ

નિવેદમા મિષ્ટાન્ન જોઈ સમતભદ્રને લાગ્યુ કે–કદાચ આ નિ વેદથી મારો રોગ દૂર થાય તેથી તેમણે પૂજારીને કહ્યુ કે–શુ તમા રામાં કોઈ એવો સમર્થ પુરૂષ છે કે જે શીવલિંગનો નિવેદ ખવરાવી શકે ? પૂજારીઓ આની વાત સાભળી નવાઈ પામ્યા અને તેઓએ રાજાને બધી વાત કહી રાજા પણ આ વાતથી નવાઈ પામ્યો, છતાં તેણે મિષ્ટાન્ન બનાવી સમતભદ્ર પાસે મોકલાવીને કહ્યુ કે–લ્યો આ નિવેદ શિવજીને ખવરાવો ત્યારે સમતભદ્ર શિવમદિરના બધાં બારણાં બધ કરી પોતે અદર જઇને નિવેદને ચટ કરી ગયા

જુઓ આ દિગબર મુનિઓનો શુદ્ધ અને નિર્દોષ આહાર ? વાહરે, વાહ સમતભદ્રાચાર્યજી ! તમે તો ખૂબ કરી શીવપથીઓને ખરેખર ઉ નુ બનાવ્યા આ શીવપથી ઉલ્લુઓને એટલું પણ ભાન નહોતું કે–શીવને મીઠાઇ ખવરાવવામા બારણા બધ કરવાની જરૂરજ શી હતી ? પણ તેઓ બિચારા ભોળા હતા તેથી સમતભદ્રે તેમની ભલમનસાઇનો છ મહિના સુધી પૂરેપૂરો લાભ લીધો છ મહિના સુધી આવી રીતે મીઠાઈ ચટ કરતાજ રહ્યા જ્યા સુધી સ્વામીજીને ભસ્મક રોગ હતો, ત્યા સુધી તો તેઓ પૂરેપૂરૂં નિવેદ ચટ કરી જતા હતા,

પણ જેમ જેમ મીઠાઈ ખવાતી ગઈ તેમ તેમ રોગ શાંત થતો ગયો અને તેમ તેમ નિવૈ૦ પૂરેપૂરૂં ખાઇ ન શકવાથી નિવેદ પડયુ રહેવા લાગ્યુ આ પ્રમાણે જોઇ પૂજારીઓએ રાજાને રિપોર્ટ કર્યો. રાજા ના પૂછવાથી સમતભદ્રે જવાબ આપ્યો કે-હરો શીવજી ધરાઇ ગયા છે

જોઈ લેજો આ સમતભદ્રનુ બીજું મહાવ્રત ! એક પાપ કરવા જતાં બીજા કેટલાં પાપ કરવા પડે છે, તેનુ આબાદ દૃષ્ટાંત સમતભદ્રાચાર્ય પૂરૂં પાડે છે

સમતભદ્ર તો ગમે તેવુ જુઠુ બોલ્યા, પણ રાજા કમાં મતે તેવો હતો ! રાજાએ તપાસ કરવા એક માણસ (C I D)ને ફિર મંદિરમાં રહેતા ફૂનોના ગલામાં બેસાડયો રોજના ક્રમ મુજબ જ્યારે સમતભદ્રે તે નિવેદ ખાવાનુ શરૂ કર્યું, ત્યારે આ માણસે તે બરાબર જોઇ લીધુ અને બધો રિપોર્ટ રાજાને કર્યો.

મારે જે વાત કહેવાની હતી તે આટલીજ× હતી ટુંકમાં કહેવાનુ એટલુ જ છે કે-દિગબર મુનિઓ પૂર્વવિદ્યા સારી જાણે

× પછી આગળ શું થયુ તે જાણવા માટે વાચક ઉત્સુક હશે અને કેટ વાચક તો એમજ સમજી બેઠા હશે કે-સમતભદ્રની આવી ધૂર્તતા માટે રાજાએ જરૂર તેમને ફટકા જ માર્યા હશે પણ નહિ, વાચક તેમ નથી. વાત બીજી જ છે શ્વેતાંબર દેરાવાસી સપ્રદાયમા પણ આને મળતી જ વાત આવે છે. જ્યારે સિદ્ધસેન દિવાકરને બાર વરસ સઘ બહાર કાઢવામા આવ્યા ત્યારે છેલ્લે વરસે તેઓ ઉજ્જન આવ્યા ત્યાના મહાકાળની મૂર્તિ ઉપર પગ દઇને તેઓ સુઇ ગયા રાજા વગેરે બધાએ તેમને સમજાવવા જ્યારે તેઓ ન સમજ્યા ત્યારે તેમને ચાબુક મારવામા આવ્યા. પણ સિદ્ધસેનની વિદ્યાથી આ ચાબુકો તેમને પોતાને ન લાગતા અતઃપુરમા રાણીઓને લાગવા મડયા તેથી રાજાએ સિદ્ધસેનને નમસ્કાર કરી વાત કહી પછી સિદ્ધસેને સ્તુતિ કરવા માંડી અને સ્તુતિ કરતા કરતા ? જગાએ મહાકાળની મૂર્તિ હતી તે જગાએ પાર્શ્વનાથની મૂર્તિ આવી ગઈ.

છે કુદકુદે બાર હજાર એવે સાધુઓનાં વસ્ત્રો એવા ઉડાડયા–એવાં ઉડાડયા કે જેવા ઉડાડયા બીમે હાથી આટલી ધૂર્ત વિદ્યા વાપર્યા પછી પત્થરની મૂર્તિને તેમણે બોલાવી આ પણ ધૂર્તવિદ્યા હોય તે બનવા જોગ છે અને કુદકુદના વચનના સમતભદ્ર પણ ધૂર્તવિદ્યા વાપરવામા જરા પણ ઓછા નહોતા એટલે આ ધૂર્તવિદ્યા તો દિગબરોમાં 'આગુમે ચલી આતી હય' માટે તેમાં કાંઈ નહિ

પત્થરની દેવીએ દિગબરોને 'આદિ' કહ્યા તેથી દિગબરો જીત્યા અને શ્વેતાંબરો હાર્યા દિગબર ગ્રથોમાં એમજ લખાય.

શુભ્ધાચાર્ય વગેરે શ્વે–સાધુઓ આ બનાવથી લજ્જિત થઈ ગયા અને દેરાવાસી પક્ષ તરફના જેટલા દેવો ત્યા ર હતા, તે બધા ભાગી ગયા કેવી રીતે? તો કે 'શ્વાનવત્'–કુતરાની માફક વાહજી વાહ? દિગબરો ભાષા તો સારી વાપરે છે હો. પણ હવે તે વાતને જવા દઈએ કુદકુદ જીત્યા તેથી દિગબર સંઘે પહેલી યાત્રા કરી. અને અનુક્રમે યાત્રા પૂર્ણ કરીને કુદકુદાચાર્ય પાછા આવ્યા પાછા ક્યાં આવ્યા? તો કે હતા ત્યાંને ત્યાં? તો કે ધરણી ભૂષણ પર્વત પર–બારા નગરીમા એક વખત મહાવિદેહ ગયા અને બીજી વખત ગિરનાર ગયા તે સિવાય કુદકુદે બીજે ક્યાંય વિહાર કર્યો હોય તેમ અત્યાર સુધીમા આવ્યુ નથી

સિદ્ધસેનને મારવામા આવેલા ફટકા બા કરતા સમતભદ્રે પણ આ પ્રમાણેજ કર્યું સિદ્ધસેનની માફક જ સમતભદ્રે શિવલિંગ ફાડીને તેમાથી જિનપ્રતિમા કાઢી બતાવી. ફેર એટલો જ કે–સિદ્ધસેને પાર્શ્વનાથની પ્રતિમા કાઢી હતી, ત્યારે સમતભદ્રે ચદ્રપ્રભુની પ્રતિમા કાઢી બતાવી સિદ્ધસેન અને સમતભદ્ર કઇ સદીમા થયા–તેમજ તેમા પહેલુ કોણ થયુ અને પછી કોણ થયુ તે આપણે જાણતા ન હોવાથી દેરાવાસી ભાઈઓએ દિગબરોની આ કથા પોતાનામા લીધી છે, કે પછી દિગબરોએ દેરાવાસી ભાઇઓ પાસેથી આ દતકથા ઉછીની લીધી છે તે આપણે કહી શકતા નથી. પણ તે છે એક બીજાને બાબાર મળતીજ

!!ડ એક વખત ધરણી ભૂષણ પર્વત પર કુંદકુંદાચાર્ય ધ્યાનમાં બેઠા હતા, તેવામા એકાએક તેમની ગરદન વાંકી થઈ ગઈ આચાર્ય ગરદન વાકી થઇ જવાના કારણનો વિચાર કરતા હતા, તેવામાં સરસ્વતીની વાણી થઈ કે-તમે અકાળે શાસ્ત્રનું વાચન કર્યુ છે માટે તમારી ગરદન વાકી થઇ ગઈ છે

જોઈ લેજો આ કુંદકુંદાચાર્યનું મહાવિદેહ ક્ષેત્રથી મેળવેલુ જ્ઞાન! સ્થાનકવાસી ધર્મનો ફક્ત ૭ માસનો દીક્ષિત સાધુ પણ કાળ-અકાળનું જ્ઞાન ધરાવે છે ત્યારે આ તો મહાન કુંદકુંદાચાર્ય ! કે જેઓ મહા વિદેહ ક્ષેત્રમા જઇ ખુદ તીર્થંકર પ્રભુ પાસેથી જ્ઞાન મેળવી આવ્યા હતા, તો શુ તેઓને કાળ-અકાળનું આટલુંજ જ્ઞાન હતું કે વધુ કાંઈ ? જે જ્ઞાન એક નાના સ્થા સાધુને અહીં બેઠા થાય છે, તે જ્ઞાન પણ કુંદકુંદમાં નહોતું, તે એમ જ વાત સાબિત કરે છે કે-કુંદકુંદ મહાવિદેહ ગયા તે વાત એક ઢમ્મગ જ છે

શ્રી સીમંધર સ્વામીનું ધ્યાન કરવાથી કુંદકુંદની ગરદન પાછી હતી તેવીને તેવી થઈ ગઇ અને વાકી ગરદન થઈ જવાથી તેમનું પાચમુ નામ વક્રગ્રીવાચાર્ય -વાંકી ગરદનવાળા આચાર્ય પડયુ

આ પ્રમાણે આચાર્ય પાચ નામ ગુણો કરીને સહિત હતા

ત્યારબાદ કુંદકુંદે સમસ્ત પૃથ્વીમા ( દિગબર ) જૈન ધર્મનો ફેલાવો કર્યો અને પછી ધરણી ભૂષણ પર્વત પર પાછા આવી એક માસનો સથારો કર્યો અને કાળ કરીને પાચમા દેવલોકે ગયા ત્યાંથી આવીને ચોથા આરામા નક્કી મોક્ષ પામશે એમ ગ્રથકાર લખે છે,

કુંદકુંદનું જીવનચરિત અહીં પૂરું થાય છે આટલા જીવનચરિત્ર ઉપરથી દિગબરોના મહાન આચાર્ય કેવા ગુણો (!) વાળા હતા તે સ્પષ્ટ જણાઇ આવે છે

કુંદકુંદ વિક્રમ સવત ૪૯ મા થયા એમ આજ સુધી ઘણા ઓનું માનવુ છે પણ આ વાતને જેવો જોઇએ તેવો સારો આધાર

નથી દિગબરના "જૈન જગત્ ' પેપરના તા ૧૬-૧૨-૩૨ ના અંકમા પાનું ૨૦-૨૧ મા લખતા દિગબરના પ્રસિદ્ધ વિદ્વાન્ નથુરામ પ્રેમી કહે છે કે-કુન્દકુદ વિક્રમથી છઠ્ઠી સદીમા થયા છે આ બાબ તમા તેમણે અનેક પ્રમાણો આપ્યા છે જે લેખ વધી જવાની બીકે અત્રે હું આપતો નથી

કુદકુદનું ચરિત્ર અહીં પૂરૂ થાય છે કુદકુદે બનાવેલ "સમ યસાર" તથા "શ્રાવકાચાર" વગેરે ગ્રથોની સમીક્ષા કરવાનું મન ઘણુએ થાય છે, પણ ધાર્યા કરતા લેખોનું કદ બહુ જ વધી ગયેલ હોવાથી તે સમીક્ષાનું કામ હાલ તો મુલતવી રાખુ છુ "શ્રાવકા ચાર' ગ્રથમા એવી એવી હકીકતો ભરી પડી છે કે-જે વાચવાથી કુદકુદને કે દિગબરોને વાચક હિંદુજ માને દિગબરો હિંદુઓ જ હોય અને હિંદુધર્મ જ પાળતા હોય, તેવી જ બધી વાતો આ કુદકુદે ' શ્રાવકાચાર ' માં લખેલી છે

કુદકુદનું જીવનચરિત્ર પૂરૂં કર્યા બાદ દિગબરના મહાવીર શ્રેણિકને કહે છે કે—

'નમસ્કાર મહામત્રનું શ્રવણ કરવાથી સમસ્ત પાપોનો નાશ થાય છે કુતરા આદિ તિર્યંચ જીવોને પણ મત્રના શ્રવણ માત્રથી સ્વર્ગની પ્રાપ્તિ થઈ છે

'જે ભદ્ર જીવો સસાર સમુદ્ર તરી ગયા, તરે છે અને ભવિ ષ્યમા તરી જશે તે બધા એક ફક્ત નમસ્કાર મત્રના પ્રભાવથી જ સસારસમુદ્ર તર્યા છે સસારથી તરવાનો નમસ્કાર મત્ર સિવાય બીજો કોઈ ઉપાય છે જ નહિ.

શ્રી હા દિગમ્બરજી ? અમે સ્થાનકવાસીઓ બરાબર અક્ષરસ તેમજ માનીએ છીએ, અને વર્તીએ પણ છીએ, પણ દુ ખ તમારૂ જ છે કે-નમસ્કાર મત્રનો આટલો મહિમા જાણવા છતાં, પણ તમે મૂર્તિને ગળે વળગાડીને બેઠા છો અને નાહકના અમારી સાથે અને

દેરાવાસી ભાઈઓની સાથે મૂર્તિ માટે કજીયા કર્યા કરો છો અમે સ્થાનકવાસીઓ નમસ્કાર મંત્રને મોક્ષદાયક માનીએ જ છીએ અને તેથીજ નરક-તિર્યંચની ગતિ દેવાવાળી મૂર્તિને છોડીને જ નવકારના નમસ્કાર કરીએ છીએ. વાચક! આ દિગમ્બર ગ્રંથથી જ સ્થાનકવાસી સંપ્રદાય-કે જે નમસ્કાર મંત્રને પૂર્ણ ભાવથી માને છે તે-સાચો ઠરે છે અને મૂર્તિપૂજક દિગમ્બર સંપ્રદાય ખોટો ઠરે છે

આગળ જતા દિગમ્બરના મહાવીર આ પ્રકરણ પૂરૂં કરતાં પાનું ૧૧૦-૧૧૧ માં કહે છે કે--

'તથા ધ્યાન સંયમ-સદાચાર-ચારિત્ર આદિ ઉત્તમ પુણ્ય ક્રિયાઓનું પાલન કરો, જેથી સંસારનો નાશ થાય અને પાપોનો ક્ષય થાય. આવું પુણ્ય મુનિઓને પણ પૂજ્ય છે એટલા માટે આવું પુણ્ય સદાય કરતા રહેવું જોઈએ

' પુણ્યથી જ મોક્ષ પદની પ્રાપ્તિ થાય છે યોગીશ્વરો પણ પુણ્યને માટે જપ તપ કરે છે, પુણ્યથી નિર્વિઘ્નતાપૂર્વકનું અનંત સુખ મળે છે પુણ્યથી પુત્ર-રાજ્ય-ધન-ધાન્ય આદિની વિભૂતિ મળે છે, અનેક ગુણોની પ્રાપ્તિ થાય છે અને મનને આનંદ મળે છે એટલા માટે (મહાવીર કહે છે કે) હે ભવ્યજીવો પુણ્યને હમેશાં મેળવતા રહો."

ઉપર મુજબના દિગમ્બરના મહાવીરના શબ્દો દરેક દિગમ્બર ભાઈએ તથા સ્થાનકવાસીમાંથી નવા થયેલ દિગમ્બરોએ ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે જપ-તપ અને સંયમના કાયરોએ પુણ્યને સાવ ઉડાડી મૂકી-પુણ્યને સોનાની બેડી કરાવી-શુભ ક્રિયાને તદ્દન ઉડાડી મૂકી છે અને ક્રિયાના કાયર ભાઈ બ્હેનોએ આવી વાતને 'તહત્' કરી વધાવી લીધી છે, કારણ કે 'લડ્ડુ ખાના ઔર મોક્ષ મેં જાના' ની વાત આળસુ સહુને ગમી જાય તેવી જ છે પણ એમ કાંઈ મોક્ષ રેઢો પડ્યો નથી કે-વગર કષ્ટે મળી જાય દિગમ્બરના મહાવીર તો ત્યાં સુધી કહે છે કે-પુણ્યથી જ મોક્ષ મળે છે,

પુણ્યની જરૂરીઆતની આથી વધારે બીજી કઈ સાબિતી હોઈ શકે? પરંતુ અફસોસ છે દિગંબર ભાઈઓનો કે જેઓ પોતાના જ મહા વીરનો ઉપદેશ ગ્રહણ નહિ કરતાં, તેનાથી અવળા ચાલી પુણ્યને ઉડાડી મૂકે છે પણ તે તો તેઓની એકાંત ભૂલ જ છે

લેખાંક પાંચમો

શ્રી કાનજી મ ના ચાર સિદ્ધાંત ઉપર વિચાર કરી ગયા બાદ હવે આપણે તેમનો પાંચમો સિદ્ધાંત જોઈએ તે સિદ્ધાંત એ છે કે –

'હું બોલું છું, હું ચાલું છું હું લખું છું એવું જે માનવું તે મિથ્યાત્વ અજ્ઞાન પાખંડ છે, માટે આવી માન્યતા રાખનારને હજારો ગાયોને કાપી નાખનારને જે પાપ ન લાગે તે પાપ લાગે છે"

સમીક્ષા—કેવું અંધેર ચલાવ્યું છે? અને અમુક ભોળી જનતા આવા ઘોર અંધેરને 'તહત્' કરી વધાવી લે છે, પણ તેથી સ્થા વાચકે જરા પણ આશ્ચર્ય પામવું નહિ કારણ કે આ બધા રસ્તા છે લીંબડી સંપ્રદાયવાળા ભાઈચંદજીએ જ્યારે મુહપત્તિ મૂકી, ત્યારે તેઓશ્રી મોટી મોટી વાતો કરતા હતા પણ આખર આ ભાઈચંદ ભાઈ મોટરમાં બેઠા, કાચું પાણી પીધું રસોઇઓ રાખી રસોઈ કરાવી અને સાધુવેશ મૂકી ગૃહસ્થ જેવા લુગડાં પહેર્યાં. પૂજ્ય શ્રી જવાહિરલાલજી મહારાજની સંપ્રદાયમાંથી નીકળેલ કલ્યાણજી પણ નીકળતી વખતે વાડા અને ક્રિયાના મોટા બણગા ફુંકી સ્થા વેશ મૂકીને નીકળ્યા અને અત્યારે અચનેરા ગામમાં મોટી પેઢી ચલાવે છે અને એક મતધારી શ્રાવક પણ ન કરે તેવો જુગાર (સટ્ટો) મુબઈની બજારમા કરે છે? આવી જ રીતે શ્રી કાનજી મ પણ બીજાઓના દાખલાઓ જોઈ પોતે આડીપાળ બાંધતા લાગે છે, કે જેથી ભવિષ્યમાં તેવો કોઈ શિથિલતાનો બનાવ પોતાના હાથે બની જાય, તો તેઓને કોઈ કહી શકે નહિ. દાખલા તરીકે—

સોનગઢમાં તેઓશ્રી લગભગ પાંચ વરસ સુધી સ્થિરવાસ તરીકે રહ્યા હવે તેઓશ્રીને કોઈ તટસ્થ શ્રાવક પૂછે, કે આમ કેમ? તો તેઓશ્રી જરૂર કહી શકે કે-' હું ક્યાં રહ્યો છું? હું સોનગઢમાં પાચ વરસ રહ્યો એમજ તમે કહો છો તે મિથ્યાત્વ, અજ્ઞાન અને પાખડ છે માટે તમે મિથ્યાત્વી છો. કારણ કે સોનગઢમાં રહ્યો તે હું નહિ પણ શરીર જ રહ્યું છે અને આત્મા તો ગમે ત્યાં ગમે તેટલો વખત રહી શકે છે! આ સાંભળી પૂછનાર ભાઈનું મોઢુંજ બંધ થઈ જાય કે બીજુ કાંઈ?

જેમ ભૂતકાળ તેમ ભવિષ્યકાળ ભવિષ્યમાં દાખલા તરીકે એમ સમજો કે-શ્રી કાનજી મ મોટરમા બેઠા કોઈ તેમને પૂછે કે-આ શુ? તો તુરત જ તેમને જવાબ દઈ દેવાય કે-મોટરમા હું કાનજી બેઠો જ નથી મોટરમાં બેસનાર તો શરીર છે, હું નહિ

આવી નવી નવી વાતો કહેવાથી ભોળા લોકો ભરમાય છે-ફસાય છે અને કહેવાવાળાને ભકતો મળી જાય છે બાકી સ્થા સંપ્રદાયમાંથી નીકળેલ કોઇ પણ સાધુ ભૂતકાળમાં ઉચે ચડયો નથી, અને ભવિષ્યમા ઉચો ચડશે પણ નહિ કારણ કે સ્થા ધર્મથી વધારે સારો એવો દુનિયામા કોઈ પણ ધર્મ છેજ નહિ.

હા બાકી આવી વાતોથી જેઓને કાંઈ પણ કરવુ નથી ખાતા પીતા મોક્ષ લેવો છે તેઓને તો જરૂર આનદ આવે જ અને આવી વાતો કહેનારને ભગવાન તુલ્ય પણ જરૂર માનેજ, તેમાં કાંઈ નવાઈ નથી બાકી શરીરથી કરેલી કોઇપણ ક્રિયા કે જે જાણી બુઝીને જ થાય છે તેનાથી જ આત્માને તદ્દન અલગ માનવો, તે સાચા સમકિતીની શ્રદ્ધા તો જરૂર નજ હોઈ શકે જો આત્મા બોલવાની પ્રેરણા ન કરે તો શરીર-મોઢુ બોલી જ કેવી રીતે શકે? અરે સ્વપ્નમા કે જ્યારે શરીર એક જગા પરજ પડયુ રહે છે, ત્યારે પણ મન વિલાયતની સફર કરી આવે છે અને મોઢું હલાવ્યા વિના

(સ્વપ્નમાં) ખાઈ-પી પણ લીએ છે ત્યારે આ તો પ્રત્યક્ષ ઇરાદા પૂર્વક ખાવુ-પીવુ-પહેરવુ-ઓઢવુ વગેરે કર્યું, છતા પણ તેને આત્માથી ભિન્ન માનવુ તે તદ્દન ભૂલ ભરેલી વાત જ છે ભૂખ-તરસ આદિની પીડાતો અનુભવ આત્માજ કરે છે શરીરને કોઈ મારે-કૂટે તો તેનું દુખ આત્માને જ થાય છે જો આત્મા આ બધાથી તદ્દન અલગજ હેત, તો ઓપરેશન વખતે કનોરોફોર્મ સુઘાડી બેહોશ કરવાની જરા પણ જરૂર ન રહેત ખાય-પીએ છે શરીર, પણ સંતોષ તો આત્માનેજ થાય છે પાચ-દશ ગાઉ ચાલે છે શરીર, પણ થાક તો આત્માનેજ લાગે છે જ્યારે આત્માને કાંઈ પણ સબધ શરીર સાથે નથી રહેતો ત્યારે તે મુરદાને ખાવા-પીવા આદિની કાંઈ પણ જરૂર નથી રહેતી શરીરથી ખાવુ-પીવુ આદિ કાંઈ થઈ જ શકતું નથી એટલે આ ઉપરથી સારી રીતે સિદ્ધ થઈ જાય છે કે ખાવા-પીવા આદિમાં આત્મા પણ સમ્મિલિત (સાથે) જ છે આત્માની પ્રેરણા થીજ શરીર દ્વારા ક્રિયાઓ થાય છે (આત્મા અને શરીર "રાયપ સેણીય" સૂત્રના ન્યાયથી ભિન્ન પણ છે અને 'ભગવતી' સૂત્રના ન્યાયથી અભિન્ન પણ છે)

આ બાબતમાં એક દાખલો આપી આ વાત સમજાવુ

આવી મા યતાવાળા એક હરિલાલ નામના માણુસે કેશવલાલ નામના માણુસનું ખૂન કર્યું હરિલાલને પકડીને કોર્ટમા ઉભો કરવામા આવ્યો ન્યાયાધિશે હરિલાલને પૂછ્યુ કે-તે કેમ ખૂન કર્યું? હરિલાલે કહ્યુ કે-"સાહેબ! મે ખૂન કર્યુંજ નથી એ તો કેશવલાલ મરવાનો હતો, તેથી મારા હાથે મરી ગયો બાકી આત્મા કદી મરતો જ નથી અને મારતો નથી એટલે કેશવલાલ પણ મર્યો જ નથી તમે કેશવલાલને મરેલો માનો છો, એજ તમારૂં મિથ્યાત્વ, અજ્ઞાન અને પાખડ છે"

ન્યાયાધિશને હરિલાલની આ ફિલસુફી સાંભળી હસવુ આવ્યું

ત્યારબાદ ખૂન થયેલ કેશવલાલના પિતા મણિલાલને તેની જુબાની લેવા ખડો કરવામાં આવ્યો. કેશવલાલનું આખુયે ઘર હરિલાલની જેમજ માન્યતાવાળુ હતું તે મુજબ મણિલાલ પણ તેજ માન્યતા વાળો હતો મણિલાલે કહ્યું કે –

"ન્યાયાધિશ સાહેબ! આ હરિલાલે દેવચંદ મારા પુત્રનું ખૂન કર્યું છે મારા ઘરનો આધાર આ મારા પુત્ર કેશવલાલ ઉપર જ હતો અત્યારે અમને કમાઈને ખવરાવવાવાળુ કોઈ નથી. તે જે કહે છે કે–આત્મા મરતો જ નથી તે તેની ફાંસીમાંથી બચી જવાની પોલીસી માત્ર છે તે સિવાય બીજુ કાંઈ નથી માટે મારી નમ્ર અરજ છે કે–આ હરિલાલને ફાંસીની સજા જ મળવી જોઈએ.

વાચક બંધુ! વિચાર કર કે–ન્યાયાધિશ કોની જુબાની–નું કહેવુ માનશે? વાચક જરૂર કહેશે કે–ન્યાયાધિશ મણિલાલનુ કહેવુ સાંભળી–માની–હરિલાલને ફાંસીની સજા કરશે. તે રોશે–કકળશે, પણ તેથી શું તેનુ કહેવુ કોઈ માનશે ખરૂં? નહિ જ અને શું હરિલાલ પણ ફાંસીની સજાથી આનંદ પામશે? બીલકુલ નહિ વળી ફાંસીએ ચડતી વખતે તે અનેક રીતે આર્ત–રૌદ્ર ધ્યાન કરશે. જો કે તે જાણે છે કે–આત્મા અમર છે ત્યાં પણ તે વખતે તેના (ખોટા) સિદ્ધાંતો સુકાઈ જશે અને દુનિયામાં જેમ બીજા ગુન્હેગારો બાપડા બને છે તેમ તેના સંબંધમાં પણ બનશે એટલે કે તે પણ સારી રીતે રોશે–કકળશે

એટલે દુનિયાના ક્રમમાં કે જ્યાં આપણે રહેવુ છે, ત્યાં આ સિદ્ધાંત કોઈ રીતે લાગુ પડી શકતો નથી. આ સિદ્ધાંત લાગુ પડવાથી ન તો હરિલાલ પેલીસમાથી છૂટયો કે ન તે ફાંસીમાથી બચ્યો તેવીજ રીતે જે લોકો ખાતા–પીતા અને બોલતા હોવા છતાં પણ પોતાના આત્માને આ કાર્યોથી સર્વથા ભિન્ન માને છે તે લોકો ખરેખર પહેલા ગુણસ્થાનક (મિથ્યાત્વ) નાજ ધણી છે નવાં અને

એટલા કાયકલેશ કરવા કરતાં રેલ-મોટરમાં બેસના જાઓ, રસોઇ બનાવરાવો અને ખુબ સટો કરી પૈસા કમાઓ, તેમ કરતાં કોઇ વખત સમક્તિ આવી ગયાની તમને ખબર મળે, કે તરત જ તે બધુ મૂકી દઈ, જે ક્રિયાઓ કરવી યોગ્ય લાગે તે કરજો.

વળી ક્રિયાઓ કરીને નરેક જીવે મુહપત્તિના મેરૂ જેવડા ઢગલા કર્યા વગેરે વાત પણ તન શાસ્ત્ર વિરૂદ્ધ છે શાસ્ત્રમાં એવું કયાંય લખ્યુજ નથી, લખ્યુ હોય તો બતાવો

પણ બતાવે કયાથી? હોય તો ને! આ તો ફક્ત પોતાનું ભક્ત મ-ળ વધારવા ખાતરજ આવી વાતો થાય છે બીજાઓની ક્રિયાઓ મૂકાવી દે છે પણ પોતાની અમુક ક્રિયાઓ (કે જે સાધુમા ખપવા પુરતી હોય છે તે)ને તો પોતે મૂકતા જ નથી. કારણ કે, પોતે સારી રીતે જાણતા હોય છે કે-ક્રિયાઓ નકામી જતી નથી, તેઓ પોતે સાધુપણાનો દેખાવ મૂકી દઇ ગૃહસ્થી થઇ જઈ રેલ-મોટરમા બેસવા માંડે અને પછી તેવો ઉપદેશ દેતા હોય, તો તો હજુયે તેમના ૫-૨૫ ભક્તો તે વાતને કદાચ સાચી માને, તે સિવાય તો બીજુ કોઈ આવી નાખી દેવા જેવી વાતોને માને નહિ માટે જે વાતો કરવામાં લાભને બદને નુકશાની જ છે તેવી વાતો કરી પાપના ભાગીદાર બનવુ જોઈએ નહિ.

પથ પ્રવર્તકજી પોતે પણ ખાય છે-પીએ છે-બોલે છે અને ચાલે પણ છે પછી ભલે મોઢેથી પોતાનો આત્મા આ ક્રિયાઓથી નિર્લેપ છે એમ કહે પરન્તુ તે માત્ર કહેવારૂપજ છે આ બધી ક્રિયાઓ તેઓ ઇચ્છા સહિત જ કરે છે (જેને ભૂખ લાગી હોય છતા પણ ભોજન નહિ કરતા વ્રત કરે છે, તે કદી પણ ખાતો પીતો નથી) આ હિસાબે પથપ્રવર્તકજી ઇચ્છા સહિત જ બધી ક્રિયાઓ કરે છે, તે આપો આપ સિદ્ધ થઈ ગયુ અને તેથી તેમને હિસાબે તેમને રોજનું હજારો ગાયોને કાપવા જેટલું પાપ લાગતુ જ હશે ?

કદાચ તેઓ એમ કહે કે–હું તો ઉદયને આધીન વર્તનિજ ખાઉ છુ તો હું પૂછું છુ કે–ઉદય કોને છે? શરીરને કે આત્માને? જ્યારે ઉદયાધીન થઈ નેજ આત્મા શરીર મારફત ખાન–પાનાદિ ભોગવે છે ત્યારે હું ખાઉ છું હું પીવુ છું એ વાતને મિથ્યાત્વ અજ્ઞાન, પાખંડ કેવી રીતે માની શકાય? અર્થાત્ ન જ માની શકાય.

શરીર દ્વારા આત્મા ખાય છે, છતા પણ કહેવુ કે હું ખાતો નથી, આવી વાતને એક પાગલ સિવાય તો બીજુ કોઈ માની શકે નહિ આ ઉપરાત આશ્ચર્ય તો આ વાતનું થાય છે કે–શ્રી કાનજી મ પોતે જ પોતાના આઠમા મતવ્યમા માને છે કે–

આત્મા બધાએલોજ નથી અજ્ઞાનતાથી આત્માએ માન્યુ છે કે, હું બધાએલો છુ '

અને અહીં હજારો ગાથોને માગનાર જેટલું પાપ બતાવે છે, અને પૂર્વ કર્મનો ઉદય પણ બતાવે છે તો આ બેધારી–દોરંગી નીતિનો અર્થ શો? આત્મા બધાએલ નથી–બધાતો પણ નથી તો પછી પાપ–બધ અને ઉદય કઈ વાતનો? હકીકતમા જુઓ તો પોતાના કપોલકલ્પિત સિદ્ધાંતોની આવી જ દશા હોય છે

આવી વાતો સાભળવાથી સંસારીઓને પાપની બીક તદ્દન ઉડી જાય છે અને તેઓ પોતાને 'પાપ ટૂંક' થઇ ગયેલા માની વધારે ને વધારે પાપ કર્યે જાય છે કારણ કે તેઓ જાણી ગયા હોય છે કે–મને–આત્માને પાપ લાગતુંજ નથી માટે ખાઓ–પીઓ અને આનંદ કરો માટે આવો ખોટો ઉપદેશ નહિ કરવા શ્રી કાનજી મ. ને વિનંતિ કરી આ પાંચમું મતવ્ય પૂરૂં કરૂં છુ

## લેખાક છઠ્ઠો

શ્રી, કાનજી મના પાચ સિદ્ધાંત ઉપર વિચાર કરી ગયા બાદ હવે આપણે તેમનો છઠ્ઠો સિદ્ધાન્ત જોઈએ તે સિદ્ધાત એ છે કે–

"ઘણી ઘણી ક્રિયાઓ કરીને આ આત્મા નવમી ગ્રૈવેયક સુધી જઇ આવ્યો, છતાં આત્માનું કલ્યાણ થયુ નહિ, માટે હું સામાયિક કરૂં હું ઉપવાસ કરૂં, આવો જે વિકલ્પ લાવવો તે ભયકરમાં ભયકર અજ્ઞાન છે, કારણ કે કોઇપણ ક્રિયા કરવાનો વિકલ્પ (લાવવો) તે આત્માનો સ્વભાવ નથી એટલે કે ધર્મ નથી અને તેથી કરીને જ સામાયિક કરનારો ૭૦ કોડા કોડી સાગરોપમનું મહામોહનીય કર્મ બાંધે છે ત્યારે લડાઈ કરવા છતા સમ્યગ્દૃષ્ટિ આત્મા નિર્જરા કરે છે"

સમીક્ષા–કેરી પોલ ચલાવી છે? હું સ્વામીજીને પૂછુ છુ કે–'સામાયિક કરનારો ૭૦ કો ઙકોડી સાગરોપમનું મહામોહનીય કર્મ બાંધે છે' તે કયા શાસ્ત્રમાં લખ્યુ છે? શ્વેતામ્બરના કોઈ પણ શાસ્ત્રમા તો લખ્યુ નથી દિગમ્બરના કોઈ શાસ્ત્રમાં લખ્યુ હોય તો સ્વામીજી જાણે અને દિગમ્બર શાસ્ત્રમાં લખ્યુ હોય તેથી સ્વામીજી કહેતા હોય તો સ્વામીજી પોતે અને દિગમ્બરના બધા (નગ્ન) મુનિઓ સામાયિક કરે છે અને સાથે સાથે ૭૦ ક્રોડાક્રોડી સાગરોપમનુ મહામોહનીય કર્મ બાંધે છે કારણ કે સ્વામીજીને કે સામાયિક કરનાર દિગમ્બર નગ્ન મુનિઓને સમકિત થઈ ગયું છે, તેવુ કોઈ મ્હેતું નથી

શ્રી કાનજી મ ના આ સિદ્ધાતથી વાચક સમજી ગયો હશે કે –સ્વામીજી ધાર્મિક ક્રિયાના કટ્ટર વિરોધી છે, છતાં વાચકને શકા થતી હશે કે તો પછી તેઓ પોતે અમુક ક્રિયાઓ કેમ કરે છે? તો તેના જવાબમા કહેવાનું કે–જો તેઓ બધી કે અમુક ધાર્મિક ક્રિયાઓને નેવે મૂકીને આપણી સાથે ભળી જાય–આપણી સાથે ખાય–પીએ વેપાર–કામધધો કરે રેલમાં બેસે–આપણા જેવાં લુગડાં પહેરે તો પછી તેઓને માને કોણ? તેમને ત્રણ વખત ઉઠબેસની વદણા કોણ કરે? તેમને પ્રભુતુલ્ય કોણ માને? તેથી અમુક ક્રિયા તો કરવીજ જોઈએ વળી સ્વ ભાયચદજી મ નો દાખલો તેમની સામે તાજેજ છે આ ભાયચદજીનું જ્ઞાન શ્રી. કાનજી મ. ના જેવુજ

-જેટલું જ હતું છતા તેઓ ગૃહસ્થી જેવા લુગડાં પહેરતા, રસોઇ કરાવતા અને મોટરમા બેસતા, તેથી તેમને ફક્ત ૫-૧૦ ભક્તો જ રહ્યા હતા આ દાખલો ધ્યાનમાં લઈને પણ તેઓશ્રી અમુક ક્રિયાઓ કરતા હોય તો બની શકે તેવુ છે

હુ સ્વામીજીને નમ્રતાપૂર્વક પૂછુ છુ કે-આપ 'વિકલ્પ' શબ્દ જ જાણો છો કે 'સંકલ્પ' શબ્દને પણ જાણો છો ? સામાયિક કરવાનો સંકલ્પ-વિચાર કરવો તેમાં ખોટુ શુ છે ? તેમા મહામોહનીય કર્મ કેવી રીતે બંધાય ? શાસ્ત્રમા મહામોહનીય કર્મ બાધવાના ત્રીસ સ્થાનક બતાવ્યા છે તેમા આપની કરેલ વાત-સામાયિક કરનારો મહામોહનીય કર્મ બાધે છે-તે તો કયાય આવતી નથી અને હજી કતમાં જુઓ તો તેમ બની શકે પણ નહિ સામાયિક । બેઠેલ માણસ તેટલો વખત છએ કાયના જીવોને અભયદાન આપે છે અને અભયદાન દેનાર માણસ મહામોહનીય કર્મ બાધનો હોય એવુ તો કોઈ પણ જૈનશાસ્ત્રમાં લખ્યુ નથી હા, કદાચ સ્વામીજીના કોઈ ખાસ શાસ્ત્રમાં લખ્યુ હોય તો ના મ્હી શકાય નહિ અને જો તેમજ હોય તો પણ સ્વામીજીએ પોતે પોતાનો અસારનો વેષ મૂકી દઈ અમારા જેવા ગૃહસ્થ થઈ જવુ જોઈએ અને ગૃહસ્થ થઈ ગયા પછી પણ જૈનપણું મૂકી દઇ જૈનેતર થઇ જવુ કે જેથી સામાયિક કર વાની પચાતમાંથી છૂટે અને સાથે સાથે મહામોહનીય કર્મની લપ માંથી પણ છૂટી મળે

સ્વામીજી કહે છે કે-ઘણી ઘણી ક્રિયાઓ કરીને આ આત્મા ગ્રૈવેયક જઇ આવ્યો સ્વામીજીની આ વાત માની લઈને, હુ સ્વામી જીને પૂછુ છુ કે-તેમા ખોટું શુ છે ? નવમી ગ્રૈવેયક કોઈ ખરાબ ચીજ છે ? પાપ કરીને નરક-નિગોદમાં જવુ તેના કરતાં નવમી ગ્રૈવેયક શું ખોટી છે ? શુ સ્વામીજી એમ કહેવા માગે છે કે-નવમી ગ્રૈવેયકે ગયેલા બધા જીવ પાછા પડે જ છે ! જો સ્વામીજી એમ માનતા હોય, તો તે તેમની ભૂલજ છે કારણ કે અનેક જીવોમાંથી

ચડવાવાળા તો કોઇક જ હોય છે આપણા ઘરમાં મેડી ઉપર જવાનો દાદરો હોય છે તેના ઉપર ચઢીને આપણે, આપણું કુટુંબ તથા બહારના માણસો અનેક વખત મેડી ઉપર જઇ આવ્યા કરે તેમાં આપણે કેટલી વખત પડયા? હું કહું છું કે-કોઇકજ વખત કોઇ બન્યુ પડયું હશે તો શું તેટલા ખાતર આપણે ઘરમાં સીડી નહિ રાખીએ? અને શું સીધા જ (વગર સીડીએ) મેડી ઉપર ચડી જશું? તેમ બની શકેજ નહિ જેમ સીડી ઉપરથી એમાદ બન્યુ પડયુ તેથી આપણે સીડી કાઢી નાખતા નથી તેમ નવમી ગ્રૈવેયકથી કોઇ બાળ-જીવ પડયો, તેથી આપણે નવમી ગ્રૈવેયક જવુ બધ કરી શકીએ નહિ-અને ક્રિયાને પણ ઉડાડી શકીએ નહિ નવમી ગ્રૈવેયક સુધી પહોંચવા માટે ઘણો વખત ક્રિયાઓ કરવી પડે છે આ બધી વખત ધાર્મિક ક્રિયાઓ ન કરતા સસારની ક્રિયાઓ કરે એટલે કે પાપની ક્રિયાઓ કરે તો જરૂર તે જીવ ૫-૬-૭ મી નરકે જાય, કે જ્યાં અસખ્યાતો કાળ દુ ખમા ગાળવો પડે છે અને ત્યાથી નીકળ્યા બાદ ધર્મ સન્મુખ થવુ બ જ દુર્લભ થઇ પડે છે કારણ કે સાતમી નરકે ગયેલો જીવ ત્યાથી નીકળી તિર્યચમાં જ જાય છે ત્યારે નવમી ગ્રૈવેયમાં ગયેલો જીવ અસખ્યાતો કાળ અનહદ સુખમાં ગાળી નિયમા (ચોક્કસ) મનુષ્ય જ થાય છે ને આ મનુષ્યભવનો જો સદુપયોગ કરે તો જરૂર મોક્ષમા જઈ શકે છે ત્યારે નરકમાં ગયેલા જીવને ત્યા મનુષ્યપણુ મળવુ જ દુર્લભ થઇ પડે છે, ત્યાં પછી મોક્ષની તો વાત જ ક્યાં કરવી?

સ્વામીજીને પોતાને જ જે મનુષ્યપણું મળ્યુ છે તે (શુભ) ક્રિયા-પુણ્ય-ને લઇને જ જો સ્વામીજીએ પૂર્વ ભવોમાં શુભ ક્રિયાઓ ન કરી હોત, તો સ્વામીજી ન જાણે અત્યારે ક્યા હોત જે શુભ ક્રિયાઓથી અમૂલ્ય એવો મનુષ્યદેહ મળ્યો, તેજ ક્રિયાઓને સદતર ઉડાવવી, તે સ્વામીજીને માટે જરા પણ વ્યાજબી નથી. ક્રિયા-શુભ ક્રિયા-થી કોઇનુ પણ અકલ્યાણ થયુ હોય, તેવુ કોઇએ કદી સાંભળ્યું

નથી. પાપની ક્રિયાથી-પાચ પ્રકારની કે પચીશ પ્રકારની ક્રિયાથી-જરૂર અકલ્યાણુ થાય છે અને જીવ નરક-નિગોદમાં રખડે છે, પણ શુભ ક્રિયાથી તે દરેમ્નુ શુભ જ થાય છે અને દેવ-મનુષ્ય કે સિદ્ધ જેવી સારી ગતિ જ મળે છે શુભ ક્રિયાથી સમકિત અને મોક્ષ નજીક થાય છે, ત્યારે પાપક્રિયાથી સમકિત અને મોક્ષ દૂર ને દૂરજ રહે છે

સ્વામીજી એમ કહેવા માગે છે કે-સમમ્તિ વગરની ક્રિયા નકામી છે પણ હુ સ્વામીજીને પુછુ છુ કે-તમને સમકિત થયુ છે? જો હા કહે તો તેનો પુરાવો સુ? સમકિતી જીવને કોઇ પણ પ્રકારની છાપ હોતી નથી, કે કોઈ ચિન્હ પણ હોતુ નથી કે જેથી સમકિતી ઓળખાઇ આવે તેથી સ્વામીજીને સમકિત થયુ જ છે એમ ન તો સ્વામીજી પોતે કહી શકે કે ન તો કોઈ બીજો કહી શકે તો પછી સ્વામીજીને સમમ્તિ થયુ નથી એમ માનીને પહેલા તો સ્વામીજીએ પોતેજ પોતાની માન્યતાનુસાર ક્રિયાઓ છોડી દેવી જોઈએ આજના આ પાચમા આરામા કોને સમકિત થયુ છે અને કોને નથી થયુ તે કોઈ પણ માણુસ કહી શકે તેમ નથી, માટે દરેક માણુસે પોતાને સમકિત થયુ છે, એમ માનીને ક્રિયાઓ ખૂબ જ કર્યા કરવી તેથી બે ફાયદા છે-શુભ ક્રિયાઓ કરતા રહેવાથી સમમ્તિ હશે તે વધારે દૃઢ થશે-નિર્મળ થશે સમમ્તિ નહિ થયુ હોય તો ક્રિયા કરવાથી-મન વચન અને કાયા ધાર્મિક કાર્યોમાજ રોકાયેલ હોવાથી સમકિત જરૂર આવી જશે. અને ધાર્મિક મર્યોમાજ વખત જતો હોવાથી પાપકર્મો બહુ જ ઓછા બધાશે, તેથી માઠી ગતિ નહિ મળતા સારી ગતિ મળશે આ વાતને એક દાખલો લઈને સમજાવુ —

ચાર જણા ચોપાટ રમે છે તેમા ત્રણ જણાને તોડ (સમમ્તિ) થયેલ છે પણ તેઓની બધી કાકરી ચારેય પટમા ફર્યા કરે છે ત્યારે મારે તોડ નથી થયો. પણ મે ખુ મહેનત કરીને (ક્રિયાઓ કરીને) મારી ત્રણ કાકરી મારા પટના કૂલ ઉપર લાવી મૂકી છે અને એક કાંકરી ફર્યા કરે છે તેવામા મારો તોડ થઈ ગયો હવે,

વાચક વિચાર કરે કે-આ આરેમાં વહેલું કોણુ પાકશે ? (વહેલો મોક્ષ કોણુ જશે ?) વાચક જરૂર કહેશે કે-તમેજ કારણુ કે તોડ થયા પહેલાંજ મે મારી ત્રણુ કાંકરી તો લગભગ પમાવી મૂકી જ હતી હવે ફક્ત એકજ કાંકરીને પકાવવી બાકી છે તે હિસાબે હુંજ પહેલો પાકી જવાનો

આ ન્યાયે સમકિત થયા પહેલાં હું ખૂબ મહેનત કરીને, નવમી ગ્રૈવેયકે પહોચ્યો અને ત્યાંથી મનુષ્યમા આવ્યો ત્યાં પણુ ખૂબ મહેનત-ખૂબ ક્રિયાએ કરી, તેથી તોડ થઈ ગયો-સમકિત થઇ ગયું અને તેથી મારે પાપ કર્મ બહુજ ઓછાં હોવાથી તેજ ભવે હું મોક્ષ ચાલ્યો ગયો ત્યારે જેને સમકિત થઇ ગયુ છે (એમ તેઓ માને છે) તેઓ તો જરા પણુ મહેનત કરતા નથી અને આપણે મોક્ષમાં જ જવાના છીએ' એમ માની 'હોતે હે ને ચલતે હે' ના જેવુ કરે છે તેથી જો તેઓને સમકિત થઈ ગયુ હશે તો પણુ અનંતો કાળ નરક નિગોદમાં તેઓને કાઢવો પડશે અને જો નહિ થયુ હોય, તો તો પછી પૂછવુ જ શુ ? દાદાઓના ધોકા ખાઈ ખાઇને અને રાડો પાડીને જ તેઓને અનંતો કાળ દુ ખમાં જ જશે. માટે ' મને સમકિત થયુ નથી એમ માની કોઇએ ક્રિયાથી દૂર ન રહેવુ જોઇએ સમકિત થયુ હોય કે ન થયુ હોય, પણુ ક્રિયાથી કાંઈ નુકશાન છે જ નહિ.

સ્વામીજી કહે છે કે-ક્રિયા કરવાથી અનંતીવાર નવમી ગ્રૈવેયકે જઈ આવ્યા, તે વાતની પણુ સાબિતી શુ ? ' ભગવતી સૂત્ર ' માં આપેલ વાડાના ન્યાય મુજબ આ વાત સમુચ્ચય રીતે કહેલી છે પણુ દરેક જીવ આશ્રી આ વાત લાગુ પડી શકે નહિ અત્યારે દુનિયામા જેટલા જીવો છે તે બધા અનંતકાળથી રખડે છે અને અનંતી વખત નવમી ગ્રૈવેયકે જઈ આવ્યા એમ કોઈ પણુ માણસ કહી શકે જ નહિ હું મારોજ દાખલો લઉં હું અનંત કાળથી રખડતો ન હોઉં અને નવમી ગ્રૈવેયકે અનંતી વખત ન પણુ જઈ આવ્યો હોઉં,

પણ તુરતમાં જ નિગોદમાંથી નીકળી થોડા ભવ કરી મનુષ્યમાં ન આવ્યો હોઉ તેની ખાત્રી શું? મરૂદેવા માતાને માટે કહેવાય છે કે-તેઓ નિગોદમાંથી નીકળીને સીધા મરૂદેવા માતા થયા આ બની શકે તેવી વાત છે તો પછી નવમી ગ્રૈવેયકનું ખોટુ નામ લઈને લોકોને ક્રિયાથી દૂર કરવા, તે જરા પણ ન્યાયસંગત નથી.

વળી સ્વામીજી કહે છે કે અનતી વખત નવમી ગ્રૈવેયકે જઇ આવ્યા, પણ આત્માનું કલ્યાણ થયુ નહિ તો હું પૂછુ છુ કે-આ વાત કોણે ભણી? નવમીથી પડેલા કોઇક જ હશે, ત્યારે ત્યાથી ચડેલા અનતા જીવો છે કોઈ જીવ પડ્યો માટે આપણે પણ પડશુ એવુ શા માટે માની લેવુ? વેપાર કરતા કોઇ દિવાળુ કાઢે છે તેથી આપણે પણ કાઢશુ, એમ માની કેટલાએ વેપાર બંધ કર્યો? કોઇએ નહિ. કારણ કે એવા દિવાળીયાના દાખલા લેવાતા નથી પણ વેપાર કરી લક્ષાધિપતિ થયેલ માણસના દાખલા લેવાય છે, તેમ ક્રિયા કરી નવમીએથી પડેલાના દાખલા લેવાતા નથી પણ ચડેલાના જ દાખલા લેવાય છે માટે આવી રીતે ખોટા દાખલા દઈ, ચડતાને અટકાવવા તે સ્વામીજીને માટે જરા પણ યોગ્ય નથી

જો કે આમ કહેવામા સ્વામીજી પોતે જ ક્રિયાને સ્થાપે છે કારણ કે નવમી ગ્રૈવેયક ક્રિયાથી જ મળે છે નહિ કે જ્ઞાનથી અને નવમી ગ્રૈવેયક જવુ તે કાઈ નાનીનુ ઘર નથી મહાદુષ્કર કરણી કરી હોય અને (દિગબર કથના કહેવા પ્રમાણે) જીવતાં ચામડી ઉતરડી નાખે, તો પણ આખનો ખુણો પણ લાલ ન થાય ત્યારે જ નવમી ગ્રૈવેયકે જઈ શકાય છે એટલે સ્વામીજીના ખરા અનર્ગત ભાવ તો ક્રિયાની તરફેણ કરે છે જ છતાં પણ ખુલ્લી રીતે સ્વામીજી ક્રિયાને સ્થાપતા નથી ક્રિયાથી સ્વામીજીએ નવમી ગ્રૈવેયક જેવી સારી ગતિ બતાવી, પણ જ્ઞાનથી-એટલે પોપટીયા જ્ઞાનથી નરક કે તિર્યંચની નિગોદ આદિ કઇ ગતિ મળે છે તે પણ જો તેઓશ્રીએ સાથે સાથે જ બતાવી દીધુ હોત તો સારૂં હતુ

સ્વામીજી નવમી ગ્રૈવેયકને એક મામુલી ગતિ ગણે છે, પણ તે તેઓની ભૂલ છે નવમી ગ્રૈવેયકથી ચ્યવીને અનતા જીવો એકાવતારી થયા છે અને મોક્ષ પણ ગયા છે

સ્વામીજી! સંકલ્પ-ભાવના વગર સામાયિક આદિ વ્રત ક્રિયારૂપે થઈ શકતા નથી ધાર્મિક ભાવવાળા જીવો હું સામાયિક કરૂં, પ્રતિક્રમણ કરૂં, પોષધ-ઉપવાસ-વ્રત નિયમ કરૂં-સંયમ ગ્રહણ કરૂં એવી ભાવના-સંકલ્પ કર્યા પછી જ તે તે ભાવનાઓને અમલમાં મૂકે છે આ પ્રમાણે પહેલા ભાવના ભાવી પછી ક્રિયા કરી નિર્જરા કરે છે સંકલ્પ વગર બાર પ્રકારના તપમાથી એક પણ જાતનો તપ થઈ શકતો નથી તેમજ પાંચ પ્રકારનુ ચારિત્ર પણ પ્રાપ્ત થઈ શકતું નથી માટે ધાર્મિક કરણીના સંકલ્પને વિકલ્પ કહેવો અને સંકલ્પનો સારા વિચારનો નિષેધ કરવો તે આત્માર્થીનું તો કામ છે જ નહિ

આત્માના ચાર ભાવગુણોમાં વીર્ય પણ એક ગુણ છે જેનો અર્થ છે પરાક્રમ કરવુ આ પરાક્રમ આત્માને કર્મ બાંધનો અટકાવી સિદ્ધસ્વરૂપી બનાવે છે બસ, આ પરાક્રમનેજ ચારિત્ર કહે છે આ હિસાબે આત્માનો ભાવગુણ ચારિત્ર પણ કહેલ છે અને ચારિત્ર દેશ અને સર્વ એમ બે પ્રકારનું કહેલ છે શ્રાવકોની સામાયિક-પોષધ વિગેરે કરણી દેશ-ચારિત્રમા આવે છે, તેમજ ઉપવાસ આદિ તપ પરાક્રમ (વીર્ય) કહેવાય છે આ રીતે તપશ્ચર્યા કરવી તે આત્માનો ધર્મ કહેવાય છે છતાં આવી મહા સરસ કરણી કરનારને, કે તેની ભાવના ભાવનારને ભય-કરમાં ભયકર અજ્ઞાની કહેવો, તે શુ જરા પણ વ્યાજબી છે? નહિ જ આવી તપશ્ચર્યા કરનાર અગર તો ચારિત્ર પાળનાર મહા પવિત્ર આત્મા કહી શકાય. અને તેમના ગુણ ગાનારના પણ અનતા ભવનાં કર્મ ઉડી જાય.

સમકિતી અને પાંચમા ગુણસ્થાનકવાળા શ્રાવકો હમેશાં ત્રણ પ્રકારના મનોરથ (ભાવના) ભાવે છે-આરભ પરિગ્રહ ત્યાગ, પાંચ મહાવ્રત ધારણ કરવાં અને સથારો કરવો આ ત્રણે મનોરથ જૈનના

દરેક ફિરકા માન્ય રાખે છે છતા આવા શુભ વિચારોને ભયંકર અજ્ઞાન આપ આપના ક્યા જ્ઞાનથી (!) કહી શકો છો ? જ્યારે જૈનોના બધા ફિરકા 'જ્ઞાનક્રિયાભ્યામ્ મોક્ષ ' કે દર્શન, જ્ઞાન ચારિત્રાણિ મોક્ષ ' માને છે, ત્યારે સ્વામીજી સામાયિક કરવાવાળાને ૭૦ ક્રોડા ક્રોડી સાગરોપમનું મહા મોહનીય કર્મ ઈનામ તરીકે આપે છે શુ આ સ્વામીજીની ભૂલ નથી ? સામાયિક કરવાવાળો મહા મોહનીય કર્મ બાંધે એવુ (સ્વામીજી સિવાય) બીજા કોઈની પાસે વાચકે કદી સાભળ્યુ છે ખરૂ ?

હવે સ્વામીજીને કોઈ પૂછે કે-કેમ પ્રભુજી ! સાધુની ક્રિયાઓને તો આપ માનો છો ને ? કેમકે આપે આપના મતગ્રથમા મહા વિદેહના સાધુઓનો બહારનો વેષ બતાવી તેઓને જ સાધુ માનવાનું કહ્યુ છે, ત્યારે હવે એ તો બતાવો કે-તેઓ સકલ્પ કર્યા વગર સાધુ થઈ જ કેવી રીતે શકયા ? શુ શ્રી સીમધર સ્વામીએ તેઓની ઈચ્છા-સંકલ્પ વગરજ જબરજસ્તીથી તેમને મુડી નાખી નગ્ન બનાવી દીધા ? નહિ, તે તો આપ પણ તેમ નહિ જ માનો તમે એમજ કહેશો કે-તેમને વૈરાગ્ય આવ્યો અને વૈરાગ્ય આવવાથી સંસારને દુખમય જાણી સાધુપણાનો સંકલ્પ (આપના હિસાબે કદાચ આ પણ વિકલ્પ) કર્યો-વિચાર કર્યો અને પછી સયમ ગ્રહણ કર્યો આ હિસાબે પણ વિચાર કર્યા બાદ જ ક્રિયા કરવાનું નક્કી થયુ તો પછી પ્રભુજી ! જરા અહિં પણ સીધા રસ્તા પર આવીને સ્વીકાર કરો કે આવા વિચારો ઉત્તમ છે, ઉપાદેય છે અને મોક્ષ માર્ગને સન્મુખ કરવાવાળા છે નાહકના ભોળા ભાઈ-બ્હેનોને શા માટે ભ્રમમાં નાખો છો ?

આ સિવાય તેઓશ્રી કહે છે કે-લડાઈ કરતાં પણ સમકિતી જીવ નિર્જરા કરે છે તો તેનો શુ અર્થ ? શુ લડાઈ નિર્જરાનું કારણ છે ? શુ લડાઈ કરતા કોઈ પણ પ્રકારનું પાપ નથીજ લાગતું ? અને એકલી નિર્જરાજ થાય છે ? આ તેમનો સિદ્ધાંત એ એક ચોકખુ અજ્ઞાન જ છે કેમકે-સમકિતીને લડાઇ કરતાં બહુ ચીકણો અને

લાંબી સ્થિતિવાળો બંધ ન બંધાય, પરંતુ પાપ તો તેને પણ જરૂર લાગે છે જ. જો સમકિતીને પાપજ ન લાગતું હોય, તો પછી તેમને માટે બંધ જેવી કોઈ ચીજ જ રહે નહિ અને પછી સાધુપણું પાળવું તે તદ્દન બેકાર-નકામું જ ઠ વાનું સમકિતીને જ્યાં સુધી મોહનીય કર્મ છે ત્યાં સુધી લડાઈ કરતા, માયા કપટ કરતાં, જુઠું બોલતાં કે ચોરી કરતા બંધ તો અવશ્ય પડે છે જ, માટે આવો નખમો ભ્રમ ફેલાવતાં અટકો તો સારૂં

શ્રી કાનજી મ ની ખુબી એ છ કે-શાસ્ત્રોમાંથી જે કોઈ અપ વાદ રૂપે વાત બની હોય તે જનતા સમક્ષ મૂકે છે પણ તે કાંઈ ધોરી માગ કહેવાય નહિ કોણિક અને ચેડા મહારાજની લડાઈમાં એક ક્રોડ એંશી લાખ માણસ મર્યા તેમાથી સારી ગતિ કેટલાની થઈ? ફક્ત બે જણાની જ ચેડા મહારાજ અને વરૂણ નાગ નતુવો આ બેની ત્યારે બાકીના બધા મરીને નરક-તિર્યંચમાં ગયા. શ્રી કાનજી મહારાજે આ ચેડા મહારાજની વાતને પકડી લીધી અને બાકી નાની વાત છોડી દીધી લડાઈ કરતા હોવા છતા ચેડા મહારાજની કેટલી ક્ષમા કેટલું સત્ય અને કેટલી સહનશીલતા! આવો મહાપુરુષ દેવગતિમાં જાય તેમાં નવાઈ શું છે? આજના જમાનામા તેમનાથી સોમા ભાગની ક્ષમા પણ કોઈ રાખી શકે તેમ નથી. તો પછી આવા મહાત્માઓના દાખલા દેવા તે સાધારણ જનસમાજને નુકશાન કરનારા જ છે

જેવી રીતે ચેડા મહારાજનો દાખલો દીએ છે, તેવી જ રીતે કોઇ નવમી ગ્રૈવેયકથી પડયો હશે તેનો દાખલો દીએ છે, પણ તે નકામો જ છે કારણ કે પાછળ કહેવાઈ ગયું તેમ પડયો તો કોઇક જ હોય ત્યારે ચડેલા તો ઘણા હોય માટે દિવાળીયાનો દાખલો ધ્યાનમા ન લેતા આગળ વધેલાનાજ દાખલા લેવા જોઈએ

અને એમ જો અપવાદ રૂપના જ દાખલા લેવા હોય, તો પછી ભરત ચક્રવર્તીનો દાખલો સહુથી સરસ છે ભરત મહારાજે ૮૩ લાખ

પૂર્વ સુધી ખાધુ-પીધુ અને ખૂબ મોજમજા કરી પછી એક દિવસે અરીસાભૂવનમાં જતા વીંટી પડી જતાં તેમને કેવલજ્ઞાન થઇ ગયુ બસ આવો દાખલો દરેકને દેવો સહુએ પોતપોતાના આયુષ્ય પ્રમાણે ખુબ ખાઈપીને મજા કરવી પછી એમ લાગે કે-હવે તો હરિના દરબારમાં જવાની તૈયારી છે ત્યારે એક દિવસે અરીસા ભૂવન (અરીસા ભૂવન ન હોય તો ૨-૫ દિવસને માટે બનાવુ લેવુ) મા જઈ વીંટી હાથમાથી તેની મેળે ન પડે તો જાણી જોઇને પાડી નાખવી અને પછી સંસારની અનિત્યતા ઉપર ભાવના ભાવવી તેમ કરતાં ભરત મહારાજની માફક જરૂર કેવળજ્ઞાન થઇ જશે કર્મોની બહુલતાને લઈને કદાચ કેવળજ્ઞાન નહિ થાય તો મન પર્યવ તો જરૂર થશે કદાચ મન પર્યવ ન થયુ, તો અવધિજ્ઞાન જરૂર થશે જ થશે, અરે કદાચ અવધિજ્ઞાન પણ ન થયુ તો મતિ શ્રુત તો થશેજને? અને કદાચ તે પણ ન થાય, તો ભાવનાનુ ફલ તો મળશેજને? તેમા તો કાંઈ વાંધો જ નથી. માટે હવે દરેને તે મુજબ વર્તવાનું કહેવુ

પણ આમ ન હોઈ શકે આ બધા દાખલાઓ અપવાદરૂપેજ બને છે ભરતે પૂર્વ ભવોમા ખૂબ જ કરણી કરી હતી તેથી જ તેઓ આ ભવમા સુખે સુખે કેવળજ્ઞાન-મોક્ષ મેળવી શકયા માટે દરેકે આ ભવમાં ખૂબ જ કરણી કરી મનુષ્યભવ મેળવ્યાનું સાર્થક કરવુ આટલું કહી વિરમું છુ

## લેખાક-સાતમો

શ્રી કાનજી મ. ના છ સિદ્ધાત ઉપર વિચારી ગયા બાદ હવે આપણે તેમનો સાતમો સિદ્ધાત જોઈએ આ સાતમો સિદ્ધાંત એ છે કે –

'જ્ઞાનીની કોઈ પણ ક્રિયા અજ્ઞાનીના જેવી જ હોય, છતા જ્ઞાનીને નિર્જરા થાય છે ત્યારે અજ્ઞાનીને (કર્મ) બંધ થાય છે, કારણ કે જ્ઞાની એમ માને છે કે હું આ કરતો નથી, પરંતુ પૂર્વે

અજ્ઞાન દશામાં બાંધેલાં કર્મનો ઉદય આવે તે ભોગવી લઉં છું, ત્યારે અજ્ઞાની હું કરું છું એમ માને છે માટે તે બંધાય છે"

સમીક્ષા—બસ, બસ સમજી ગયો સ્વામીજીની કહેવાની મતલબ એજ છે કે—હું ખુશી પડે તેમ કરું, મારી વાત ઉપર શંકા કરવાનો કોઈને પણ અધિકાર નથી. હું ન્હાઉં તો રેતમાં બેસુ—ભોરંગમાં ફરું, ગૃહસ્થી જેવાં લુગડાં પહેરું, વિહાર ન કરતાં એકજ ઠેકાણે બેઠો રહું આ અને આવી બીજી કોઈ વાતો ઉપર મને કહેવાનો કોઈને અધિકાર નથી કારણ કે હું જ્ઞાની છું માટે મારા માટેના આ દરેક કામ ઉપાદેય છે પરન્તુ તેથી બીજાઓએ એમ સમજવાનું નથી કે—તેઓએ પણ મારા જેવાજ કામો કરવાં, કારણ કે તેઓ અજ્ઞાની છે, મિથ્યાત્વી છે અને પાખંડી છે

જ્ઞાની બનીને બે વખત ખાવાને બદલે ૫-૭ વખત ખાઈ લીએ, તો પણ શું ચાલી શકે ખરું? જ્ઞાની બનીને રાતે પણ ડંપ કરવા લાગી જાય તો શું તેને ઉદયાધીન કહીને છુટવા માગે તો છુટી શકાય ખરું? જ્ઞાની બનીને અત્યાચાર—અનાચારનું સેવન કરે તો પણ તે નિર્જરાનો અધિકારી બની ગયો એમ કોઈ કહી શકે ખરું? જો આમજ હોય, તો તો પછી ઢોંગીઓ અને શિથિલાચારીઓને તો બસ મજાજ થઈ પડે જ્યારે ઉપવાસ કરવામાં પાપ, વ્રત પાળવામાં પણ પાપ અને ધર્મ તો ફક્ત જ્ઞાની બનવામાંજ, તો પછી સાધુપણાની અને નગ્ન નવાબ બનવાની જરૂર જ ક્યાં રહી?

આવા આવા સિદ્ધાન્તોએ જ દુનિયામાં પોલ ચલાવી છે આ બાબતનો એક દાખલો યાદ આવી જતાં અહીં ટુંકમાં આપી દઉં છું

એક સફેદ ઠગે અનેક ધંધા કરી જોયા, પણ એકેયમાં સફળતા મળી નહિ, તેથી તે સાધુ (બાવો) થઈ ગયો સાધારણ ભણેલો અને

દુનિયા એવી એટલે દુનિયાને કેમ ઠગવી તે આ માણસ સારી રીતે જાણતો હતો તેથી તેનું ગાડુ આગળ ચાલવા લાગ્યું ધીમે ધીમે પોતાના જેવા ૫-૭ ગઠીયાઓ ભેગા કરી તેમની મારફત પોતાનું પ્રચારકાર્ય શરૂ કરાવ્યુ. 'દુનિયા ઝુકતી હય ઝુકાનેવાલા ચાહીએ' તે કહેવત પ્રમાણે આ ફક્કડને આખુ ગામ પૂજતું થઈ ગયુ આ ભાઈડો પણ 'અહ બ્રહ્માસ્મિ'નો બધાને ઉપદેશ દેવા લાગ્યો ગામની બહાર નદી કિનારે તેનો મઠ હતો દિવસના તો આખો દિવસ આ ઠગભગત માળા લઈને બેસતો, કારણ કે લોકોનો અવરજવર આખો દિવસ રહ્યા કરતો પણ રાત્રે આ ભાઈડો કંઈક જાતના પાસલા ઘડતો એક કાનેથી બીજે, અને બીજેથી ત્રીજે, એમ ધીમે ધીમે આ ભગતની કીર્તિ રાજા સુધી પહોચી તેથી રાજા પણ તેની પાસે આવ્યો ભાષાની મધુરતા, છટા અને આડબરથી રાજા પણ ખુશ ખુશ થઈ ગયો. રાજાના કહેવાથી રાણી પણ આ ફક્કડ બાવાની પાસે જવા લાગી ધીમે ધીમે પરિચય વધવા લાગ્યો ઘણી વખત રાજા-રાણી સાથે પણ જતા અને કોઈ વખત રાણી એકલી પણ જતી રાણીને જોઇ આ બદમાશની દાનત પહેલેથીજ બગડી ચૂકી હતી પણ પોતે સમયસૂચક હોવાથી રાણી પાસેથી પહેલા તો દ્રવ્ય પડાવીનેજ સતોષ પકડ્યો હતો, પણ હવે રાણી એકલી પણ આવતી હોવાથી અને પરિચય પણ વધ્યો હોવાથી તેણીને ભ્રષ્ટ કરવાનો પાકો વિચાર કર્યો એક વખત રાણી એકલી આવી, ત્યારે આ બદમાશે 'અહ બ્રહ્માસ્મિ'નો ઉપદેશ ચલાવ્યો હે રાણી! હું પણ બ્રહ્મ છુ અને તું પણ બ્રહ્મ છે માટે બ્રહ્મે બ્રહ્મ મળે તેમા કાંઇ વાધો નહિ રાણી બીજી સ્ત્રીઓ માફક ભોળી હતી તેથી તે આ બ્રહ્મની જાળમા સપડાઈ ગઇ અને ભ્રષ્ટ થઇ પછીની વાત ટુકી છે ભોળી રાણીએ બ્રહ્મે બ્રહ્મ મળ્યાની રાજાને વાત કરી, રાજાએ તે બદમાશને ફટકા મારી ગામ બહાર કાઢ્યો વગેરે

કહેવાની મતલબ એ છે કે-'અહ બ્રહ્માસ્મિ'નો મત્ર બહુજ

સારો છે, પણ લુચ્ચા બદમાશો જેમ તેનો દુરૂપયોગ કરી રાણીને ભ્રષ્ટ કરી, તેમ શ્રી કાનજી મ નો આ સિદ્ધાંત તેમના મનથી ગમે તેવો સારો હોય છતાં પણ વ્યવહારમાં તે જરા પણ ચાલી શકે નહિ, કારણ કે, દરેક વ્યભિચારી અને દારૂડીઓ માણસ પોતાને કોઈ કહેવા આવે તેને એમજ કહી દેશે કે-તું એમા શું સમજે ? હું જ્ઞાની છું મારા દરેક કાર્યમાથી મને નિર્જરા જ થાય છે આમ ચટ ને ફટ કહી દીએ, તો સામો માણસ તેને શું કહી શકે ? કારણ કે જ્ઞાનીને કપાળે 'જ્ઞાની' તરીકેની કોઈ છાપ હોતી નથી તેથી દરેક માણસ પોતાની જાતને 'જ્ઞાની માની ગમે તેવા અત્યાચાર કરે તો પણ તેને કોઈ કાંઈ કહી શકેજ નહિ. 'મહારાજ લાયબલ કેસ' આવા જ્ઞાનીઓમાના એકને લઈનેજ થયો હતો તે લોકોએ પોતાને 'જ્ઞાની' અને પ્રભુના અવતાર માની-મનાવીને અત્યાચાર સેવ્યો હતો આવી પોલો થોડો વખત થોડાને મૂર્ખ બનાવી શકે છે, પણ બધાને બધો વખત મૂર્ખ બનાવી શક્તી નથી

અજ્ઞાની અને મિથ્યાત્વી જેવી ક્રિયાઓ કરવા છતા પણ તેને બધ ન માનવો, તો પછી બધ કહેવો કોને ? અને જે માણસ આવા સિદ્ધાંતને માનતો હોય તેને સમ્યગ્જ્ઞાની કે સમ્યગ્દર્શની માનવો તે એક ભૂલ જ છે જ્યારે પોતાને જ્ઞાની કહેવાવાળો આશ્રવ (પાપ) ના કામ કરતાં છતાં પણ પોતાને નિર્લેપ માને તો પછી સવર તત્ત્વની જરૂર જ કયા રહી ?

હું પહેલા કહી ગયો છું કે-સમ્યગ્દૃષ્ટિ હોય, તે પાપનાં કામ કરે, તો પાપનો બધ પડે છેજ કામ કરવાં પાપના અને તેનું ખરાબ ફળ ન ભોગવતા સવર કે નિર્જરા થાય છે એમ માની લેવુ તે કેમ બને ? 'ભીમસેન ખાય અને શકુનિ દગવા જાય તેના જેવુ આતો થયુ પણ તેમ બની શકે જ નહિ જે માણસ પાપ કરે તેને જ તેના કડવા-માઠાં ફળ ભોગવવા પડે

એક પોતાને જ્ઞાની કહેવરાવતો જીવ કંદમૂળ ખાય રાત્રિભોજન કરે પરસ્ત્રીગમન કરે, અને પછી કહે કે હું તો જ્ઞાની છુ તેથી મને બંધ પડે નહિ તો આવી વાત કોઈ સાચી માની લેશે ખરૂં ? નહિજ

હિંસા, અસત્ય, ચોરી મૈથુન આદિ કામ કરતા છતાં પણ માનવું કે-હું નથી કરતો તે એક પહેલા નબરનું અજ્ઞાન છે કદાચ માનસિક દૃષ્ટિએ તેને નિર્લેપ માનવામાં આવે તો પણ વચન અને કાયાના પાપ તો તેને જરૂર લાગે છે જ (મનમા પાપથી તે તદ્દન મુક્ત છે, એમ તો કહી શકાય જ નહિ )

કહેવાનું તાત્પર્ય એ છે કે-કરના થકાને નથી કરતો માનવુ અને પોતાને તે બાબમા અલિપ્ત માનવો અને તેથી વિપરીત કરના થકાને કરે છે એમ માનનારને અજ્ઞાની કહેવો, એ એક જબરજસ્ત ભૂલ છે

અંતમા આ લેખ પૂરો કરતા શ્રી કાનજી મ ને વિનતિ કરૂ છુ કે-આપ જેવા જ્ઞાનીને મારે તો કદાચ સઘળી ક્રિયાઓ નિર્જરાના હેતુ રૂપ જ હશે, એટલે હવે આપને મુનિપણાના આચાર કે ક્રિયા વગેરેની જરૂર નહી રહી હશે તેથી આપ એકલાજ આ રસ્તે તરો કદાચ એમનુ તરવુ ન ગમતું હોય તો બીજા જૈનેતરોને આપના આ રસ્તે તારો, પણ મહેરબાની કરીને અમને-સાધુમાર્ગીઓને આ રસ્તે તારવાનું બધ કરો, તો સારૂ

લેખાંક—આઠમો

શ્રી કાનજી મ, ના સાત સિદ્ધાત ઉપર વિચાર કરી ગયા બાદ, હવે આપણે તેમનો આઠમો સિદ્ધાત જોઈએ તે સિદ્ધાત એ છે કે-

" આત્માનો મોક્ષ થતો નથી પણ સમજાય છે કારણ કે આત્મા બધાએલો જ નથી અત્યારે જ શરીરથી જુદો છે છતા અજ્ઞાનતાથી આત્માએ એમ માન્યુ છે કે હું બધાએલો છુ આ માન્યતા ટળી જાય અને એમ સમજાય કે હું શુદ્ધ સ્વરૂપી જ્ઞાતા છુ, આ સમજણ થાય (તો) એનો મોક્ષ થઈ જાય છે "

સમીક્ષા–આત્માનો મોક્ષ થતો નથી અને આત્મા બંધાયેલો પણ નથી, તો પછી મહાનુભાવ ! એ તો બતાવો કે બંધ કઈ ચિડિયાનું નામ છે ? ખૂબી તો એ છે કે–આ મહાત્માએ સાતમા સિદ્ધાંતમા સામાયિક કરવાવાળાને સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમના મહા મોહનીય કર્મનો બંધ થતો બતાવ્યો હતો, ત્યારે અહીં 'બંધ' શબ્દને–તત્ત્વને જ ઉડાડે છે આનું નામ જ સ્વવચન–વિરોધ દૂષણ સામાયિક કરવામા મુશ્કેલી પડે છે તેથી ત્યા મહાન્ કર્મનો બંધ બતાવ્યો અને જ્યા પોતાને મુશ્કેલી નથી ત્યા બંધને ઉડાડયો આ તો એક બચ્ચાની રમત જેવી વાત થઈ

આશ્ચર્ય તો એ છે કે–જૈનોના દરેક ફિરકા બંધ અને મોક્ષને બરાબર ચુસ્તપણે માને છે ત્યારે આ મહાત્માજી બંધ અને મોક્ષને માનવાનો ઈન્કાર કરે છે

પથ પ્રભુજી ! જ્યારે આત્માનો મોક્ષ થતો જ નથી તો પછી ગામોગામ એક વરસ થયા શા માટે વિહાર કરવાની તકલીફ ઉઠાવો છો ? શા માટે ઉના પાણી પીઓ છો ? અને શા માટે સાધુની માફક ગૌચરી કરો છો ? જ્યારે આત્માનો મોક્ષ થતો જ નથી, પણ ફક્ત સમજાય છે, તો પછી–માત્ર સમજાય તેવા મોક્ષને મેળવવા શા માટે ફાંફાં મારો છો ? આવી જાઓ અમારી સાથે–પહેરો અમારા જેવા લુગડા ટ્રેન–મોટરમા હરોફરો અને મજા કરો તમારા જેવી જ માન્યતાવાળા ચુનીલાલ (ચૈતન્યદેવ) અને કલ્યાણજી જેમ અત્યારે અમારી હારમા જ આવીને ઉભા છે–નકે અમારાથી પણ ચાર ચઢતા ચઢીને તેજી–મંદીનો સટ્ટો ખેલી રહ્યા છે તેમ તમે પણ તમને ઠીક લાગે તેવી પ્રવૃત્તિ આદરો મૃગજળ જેવા મોક્ષની પાછળ નકામા હેરાન થાઓ નહિ ભના, જ્યાં બંધ અને મોક્ષ જેવી કોઇ ચીજ જ નથી, ત્યા પછી તેની પાછળની માથાફોડ શી ? કે આ બધું પૂજનીય બનવાની લાલસાથી તો નથી થતું ને ? જો તેમ કદાચ હોય, તો પછી મારે કાંઈ પણ કહેવાનું રહેતું નથી

કૃપા એ તો બતાવો કે આપ સિદ્ધ ભગવંતોને તો માનો છો કે નહિ ? અને જો માનતા હો તો તેમને 'મુક્ત' માનો છો કે આર્યસમાજની માફક પાછા સંસારી થાય તેમ માનો છો ? સિદ્ધ અને સંસારીમાં શું ફરક છે ? સિદ્ધ એટલે કર્મબન્ધ રહિત મુક્ત અને સંસારી એટલે બંધ સહિત અમુક્ત આ માન્યતા પ્રમાણે તમે માનો છો કે નહિ ? આટલું જ જો જરા તકલીફ લઈને અમને બતાવશો તો અમારા ઉપર આપનો મહાન ઉપકાર થશે.

તમારી માન્યતા પ્રમાણે જ્યારે આત્મા કર્મથી બંધાએલો જ નથી, તો પછી સંસારમાં આટલી વિચિત્રતાઓ શાથી થઈ ? એક સુખી તો બીજો દુઃખી, કોઈ નિરોગી તો કોઈ રોગી કોઈ આંધળો, કોઈ બહેરો કોઈ પશુ પક્ષી, ત્રસ-સ્થાવર આ બધું કયા કારણને લઈને ? એક સ્વર્ગમાં જાય અને બીજો નર્કમાં જાય તેનું કારણ શું ? આપ જ્યારે કર્મ અને તેના બન્ધને માનતા નથી તો પછી સંસારની ઉપરની વિચિત્રતાનું કારણ બીજું કોઈ નહિ પણ ભગવાનની મરજી'જ હોય તેમ લાગે છે ભગવાનની પ્રસન્નતા થાય તેને સુખી કરી સ્વર્ગમાં મોકલી આપે અને ભગવાનની અપ્રસન્નતા (ખફા મરજી) થાય તેને દુઃખી કરી નર્કમા હડસેલી દે આ હિસાબે આપ કર્મને નહિ પણ ભગવાનને માનો છો એમ સિદ્ધ થાય છે, અને જો ખરેખર તેમજ હોય, તો આપને જૈનોના કોઈપણ ફિરકાના સિદ્ધાંતો માન્ય નથી પણ જૈનેતરોના જ સિદ્ધાંતોને આપે મંજુર રાખ્યા છે, એમજ કહેવું પડશે.

હું માનજી મ ને એટલુ જ પૂછું છું કે-' આત્માનો મોક્ષ થતો નથી, પણ સમજાય છે ' એમ જે તમે કહો છો તેનો અર્થ શું ? હું અત્યારે કેરી ખાઉં, છતા કોઈ માણસ મને કહે કે-તમે કેરી ખાતા નથી, પણ ખાતા હો તેમ સમજાય છે, તો આ માણસને હું તેમજ બીજાઓ જરૂર ગાંડો જ કહીએ ' મોક્ષ થતો નથી પણ

સમજાય છે ' આ વાત પણ તેની જ છે આ હિસાબે એ. તેમજ દિગમ્બર શાસ્ત્રોમાં અનતા આત્માએ મોક્ષ ગયાની હકીકત આવે છે, એ વાતને તો આ હિસાબે તમે જરૂર માનતા જ નથી એમ લાગે છે આ બધી ભૂલ ભૂલામણી શાની છે, તે જરા કૃપા કરીને અમ જેવા પામર પ્રાણીઓને બનાવશો ખરા ? જો તેટલી કૃપા કરો તો તમારી પાછળ અમારો પણ ઉદ્ધાર થઈ જાય

જો પથ પ્રવર્તકજી પોતે જ પોતાના મનમા સમજી જાય કે-"હું શુદ્ધ સ્વરૂપી જ્ઞાતા છુ" અને આટલું સમજી જતાં જ "મોક્ષ થઈ જાય' તો પછી આટલો વખત તેઓ આવી મામુલી વાત પણ કેમ સમજી ન શક્યા ! જ્યારે પથ પ્રવર્તકજી પોતે જ આટલી વાત ન સમજ્યા, તો પછી તેમના ભક્ત-ભક્તાણીઓ તો સમજી શકે જ ક્યાથી ! પણ હજુ બહુ મોડુ થયુ નથી, જાગ્યા ત્યાથી સવાર, બસ આજથી જ 'હું શુદ્ધ સ્વરૂપી છુ જ્ઞાતા છુ'નું રટણ નિશદિન ચાલુ રાખે સોનગ નો મઠ છોડીને ક્યાંય બહાર ન જાય જે કોઈ મળવા આવે તેને પણ 'રામ નામ રત્ત'ની માફક ઉપરની જ વાત કરે, તો તેમના માટે તેમની માન્યતાનુસાર આ વાત ઘણી સારી છે જેથી પોતે તો તરશે સાથે બીજા કરોડો જીવોને પણ તારશે.

ભક્તોના ભગવાન ? એક જ વાક્યમાં આપ લખો છો કે-આત્માનો મોક્ષ થતો નથી ' અને અંતમાં લખો છો કે-' મોક્ષ થઈ જાય' આ શુ ? એક જ વાક્યમાં આવા પરસ્પર વિરોધી વચનો આપ જેવા પથ પ્રભુજીને માટે જરાય શોભાસ્પદ નથી

' આત્મા અત્યારે જ શરીરથી જુદો છે ' આ આપનું વચન તદ્દન એકાન્તિક હોવાથી જૈનધર્મથી વિરૂદ્ધ છે દાખલા તરીકે આપના ઉપર જ આ હકીકત ઉતારીએ તો આપનું શરીર આત્માથી જુદુ જ કરે છે, તો પછી આપ બોલી કેવી રીતે શકો છો ? ખાઓ છો, પીઓ છો, ચાલો છો કેવી રીતે ? શ્વેતાંબર અને તમારે ખાસ

કરીને સ્થાનકવાસીની નિંદા કેવી રીતે કરી શકો છો ? કારણ કે જ્યારે તમારી જ માન્યતા પ્રમાણે ' આત્મા શરીરથી જુદો છે ' ત્યારે તે રામનામ સત્ત થઇ જવુ જોઇએ અને ઉપર બતાવેલી કોઈ પણ ક્રિયા થઈ શકે જ નહિ

જે સંસારી આત્મા માને છે કે, હું કર્મથી બધાએલો છુ, તો શુ આ માન્યતા મિથ્યા છે ? જ્યારે ચારે ગતિમાં રખડવાનું કારણ એક માત્ર કર્મ બધ જ છે, તો પછી 'બધ' ને બંધ માનવો તે બે ને બે ચાર જેવી સત્ય વસ્તુ જ છે, તેને કોઈ મિથ્યા કહી શકે જ નહિ અને જો તે વાતને કોઈ મિથ્યા કહે, બધ છે જ નહિ એમ કહે તો પછી તે આત્મા શરીરમા રહી શકે જ નહિ પણ સિદ્ધ જ થઈ જાય. પણ તેમ હોઇ શકે જ નહિ. જ્યાં સુધી ચારે ગતિમાં રખડીએ છીએ, ત્યાં સુધી કર્મ પણ છે, તેનો બધ પણ છે, અને તેનું સારૂ કે માઠુ ફળ પણ આપણે ભોગવવાનું જ છે 'બધ નથી' એમ કહી તેને ઉડાડી મૂકાય જ નહિ. બધ ને બંધ તરીકે મનાશે, તો જ તેને છેદવાનું મન થશે અને મન થશે તો જ તેને ઉડાડી શકશે આ એક સત્ય વસ્તુ છે અને આમ કરીને જ અનતા જીવો મોક્ષ ગયા છે, જાય છે અને જશે, પણ જે વ્યક્તિ બધ ને બધ તરીકે નથી માનતી તે વ્યક્તિ બધ ને ઉડાડવાની મહેનત પણ નહિ કરે અને તેથી તેનો બધ ઉડશે નહિ અને ચતુર્ગતિમા રખડ્યા કરશે

માટે દરેક મોક્ષાભિલાષી વ્યક્તિએ બધને બધ માની તેને ઉડાડવા સત્પ્રયત્ન કરવો' એવી મારી નમ્ર વિનંતિ છે

ઠીમાક-નવમો

શ્રી કાનજી મ ના આઠ સિદ્ધાંત ઉપર વિચાર કરી ગયા આદ હવે આપણે તેમનો નવમો સિદ્ધાંત જોઈએ તે સિદ્ધાંત એ છે કે —

' તીર્થંકરોના સિદ્ધાંતોમા એકલી દયા-દયાનો જ અધિકાર છે, તેથી તે એકાંત પુણ્યબધ છે માટે તે છાંડવા યોગ્ય છે ત્યાગ કરવો,

કોઈ જીવને બચાવવો, કે કોઈ જીવની દયા પાળવી તે આત્માનો ધર્મ જ નથી. હું બીજાને બચાવું કે હું બીજાને દુઃખ દઉં આવું જે માનવું અને કરવું તે મિથ્યાત્વ અજ્ઞાન અને પાખંડ છે"

સમીક્ષા-હા પ્રભો! આ હું શું સાંભળું છું! અને તે પણ કોને મોઢેથી? પોતાને મુનિ કહેવરાવનારા જૈન પાસેથી! પ્રભુ મહાવીર! આપના દયા-પ્રધાન ધર્મમાં આપના વંશજોમાં આવા દયાના દુશ્મનો જોઈને મને કમકમા છૂટે છે. શું શ્રી કાનજી મ. તેરાપંથી ભીખણજીનો પંથ-દયાના દુશ્મનનો પંથ ગ્રહણ કરવા માગે છે? ક્યાં પ્રભુ મહાવીરનો દયામય પંથ અને ક્યાં આ દયાની દુશ્મનીનો પંથ! જ્યારે આખો ભારતદેશ યજ્ઞની હિંસાથી સળગી ઉઠ્યો હતો અને ચારેબાજુ હાહાકાર મચી રહ્યો હતો ત્યારે પ્રભુ મહાવીરે જબ્બરજસ્ત પરાક્રમ ફોરવીને આ મહાન હિંસાને ઉપદેશ દ્વારા રોકી હતી અને હિંસા જૈનધર્મ એ દયાધર્મને નામે પ્રખ્યાત થયો હતો. લોકમાન્ય તિલક જેવાને પણ કહેવું પડ્યું છે કે-બ્રાહ્મણોની હિંસા જૈનધર્મે રોકી હતી. પ્રભુ મહાવીરે જ્યારે આવી રીતે હિંસાને રોકી અહિંસા દયા અને રક્ષાધર્મનો ઉપદેશ કર્યો અને તે ધર્મનો પ્રચાર કર્યો ત્યારે મહાવીરના જ વંશજ કહેવરાવવાવાળા શ્રી કાનજી મ. દયાને છાંડવા યોગ્ય કહે છે. શું આ કળિયુગની એક નવી નવાઈ નથી લાગતી? અમૃતમાંથી ઝેર નીકળે તેની ફરિયાદ કોની પાસે કરવી? તેમ જ્યારે એક મહાવીરનો જ પુત્ર દયાને છાંડવા યોગ્ય કહે તો તેની ફરીયાદ પણ કોની પાસે કરવી?

હું માનું છું ત્યાંસુધી આ સોનગઢી સંત શ્વેતાંબરોની અને તેમ પણ સ્થાનકવાસીની દયાને ત્યાગવા યોગ્ય કહે છે, દિગંબરોની નહિ. દિગંબરોની દયાને છાંડવા યોગ્ય કહે તો પોતાને મુશ્કેલી આ[illegible] જાય કારણ કે દિગંબર શાસ્ત્રો (જ્ઞાનાર્ણવ પદ્મપુરાણ વગેરે) દયા[illegible] ભરપૂર ભર્યાં છે તેમ જ આજના સુજ્ઞ દિગંબર બંધુઓ પૂ[illegible]

મરી વગેરેમાં જેમ બને તેમ ઓછી હિંસા કરી દયાધર્મ પાળે છે અરે આ મહાત્મા દિગંબરોની દયાને છાંડવા યોગ્ય કહેતા નથી દિગંબરો દયા વગરના ધર્મને ધર્મજ કહેતા નથી

અને હકીકતમા જોઇએ તો દયા વગરનો કોઇ ધર્મ હોઈજ ન શકે પુણ્યબંધ અને દયાને એકદમ છાંડવા યોગ્ય કહેનારો આત્મા કેટલો ઉન્માર્ગ-પ્રવર્તકજ છે જો પુણ્યબંધ સર્વથા છાંડવા યોગ્યજ હોય, તો પછી સ્વામીજીને પોતાનેજ મુશ્કેલી પડશે સ્વામીજીને આહાર પણ ન મળે, કારણ કે સાધુને આહાર દેતા નિર્જરાની સાથે પુણ્ય પણ બંધ છે હવે જો પુણ્ય છાંડવા યોગ્ય હોય તો પછી સ્વામીજીને સાધુ માની આહાર પાણી કોણ આપશે? ઝેર એ છાંડવા યોગ્ય વસ્તુ હોવાથી જેમ કોઈ પોતાની પાસે રાખતુ નથી, તેમ પુણ્ય એ છાંડવા યોગ્ય વસ્તુ હોય તો કોણ તેને પોતાની પાસે રાખે? એટલે કે સ્વામીજીને આહાર પાણી કોણ આપે? કારણ કે એક તો ચાર-છ આનાનો આહાર દેવો અને વળી બદલામા છાંડવા યોગ્ય ઝેર જેવુ પુણ્ય લેવુ આવો ડબલ નુકશાની કરનારો ધંધો કોણ કરે? દરેક મનુષ્ય તો ન જ કરે અને જ્યારે સુજ્ઞ માણસો તરફથી આહાર પાણી ન મળે, તો પછી કરવુ શુ? જેમ બીજા ભૂતકાલીન સાધુઓ ધંધો કરી કમાઈને તેમાંથી પોતાના ઘરના આહાર-પાણી આરોગે છે તેવોજ વખત સ્વામીજીને માટે પણ આવે. સ્વામીજીને અત્યારે જે ભક્તિ ભાવપૂર્વકના આહારપાણી મળે છે, તે સ્વામીજીને પુણ્યને પ્રતાપેજ મળે છે આવા પુણ્યને સ્વામીજી કઇ રીતે છાંડવાયોગ્ય કહે છે, તેજ મને તો સમજાતું નથી

વળી, સ્વામીજીને અત્યારે જે લાંબુ આયુષ્ય નિરોગી શરીર, સુસ્વર અને આતાપ-નામકર્મ મળ્યાં છે તે બધાં પુણ્યને પ્રતાપેજ મળ્યા છે જો સ્વામીજીના પુણ્ય ન હોત તો સ્વામીજીને પાણી પણ કોઇ ન પાત-સ્વામીજીના વ્યાખ્યાનમાં પણ કોઈ ન જાત જે પુણ્યની

મીઠી મળ સ્વામીજી અત્યારે માણી રહ્યા છે તેજ પુણ્યને છાંડવા યોગ્ય જ્યારે સ્વામીજી તરફથી કહેવાય છે ત્યારે ખરેખર મને નવાઈ લાગે છે

ભૂતકાળમા અનેક વખત જ્યારે સ્વામીજીના પુણ્ય પાતળાં પડ્યાં અને સ્વામીજી બીમાર પડ્યા, ત્યારે હું માનુ છું કે–સ્વામીજીએ મનમાં જરૂર કહ્યું હશે કે–પુણ્ય પાતળા પડ્યાં અને પાપનો ઉદય થયો, તેથી આ કે તે રોગ આવ્યો આવા આ પુણ્યને સ્વામીજી જ્યારે છાંડવા યોગ્ય કહે ત્યારે જરૂર દરેકને નવાઈ લાગેજ

જે પુણ્ય વૃદ્ધિ થતાં થતાં સકામ નિર્જરા કરાવે છે, જે પુણ્ય તીર્થંકર નામ ગોત્ર બધાવી આપે છે અને ભવિષ્યમાં સુદર શરીર આપી ઉચ્ચ ગોત્રમાં જન્મ આપી તીર્થંકર બનાવે છે–કે જેનાથી ઉંચી એવી કોઈ પદવીજ આ દુનિયામા નથી–તે પુણ્યને છાંડવા યોગ્ય કહેવુ, તે ખરેખર બહુજ ખેદનો વિષય કહેવાય.

મહાત્મા કહેવાતા શ્રી કાનજી મ. જ્યારે એમ કહે છે કે હું બીજાને બચાવુ તે મિથ્યાત્વ અજ્ઞાન અને પાખડ છે ત્યારે વળી ઓર નવાઈ લાગે છે કોઈ પ્રાણીને બચાવવો–કોઈની રક્ષા કરવી, તેમા ખોટુ શુ છે ? તેમા મિથ્યાત્વ કે પાખડ ક્યાથી આ વ્યુ ? અહિં સાપ્રધાન જૈનધર્મજ જ્યારે બચાવવાની કે રક્ષા કરવાની ભાવના નહિ રાખે ત્યારે પછી દુનિયાનો કયો ધર્મ રાખશે ? દયાની ભાવનાથી ઓતપ્રોત થઈ દીન દુ ખી પ્રાણીઓને મોતથી બચાવવા કે અન્નપાણી આપવા તેમા મિથ્યાત્વ કે પાખડ કેવી રીતે ? ભૂખથી કે રોગથી પીડાતા પ્રાણીઓને બચાવનારાઓને મિથ્યાત્વ લાગી જતું હોય તો કહેવુ જોઈએ કે શ્રી કાનજી મહારાજે અનેક લોકોને મિથ્યાત્વ લગાડ્યાં છે શ્રી કાનજી મ જ્યારે સાધુના વેશમાં હતા ત્યારે અને વેશ મૂક્યો ત્યાર પછી અનેક વખત બિમાર પડ્યા છે અને તેમણે તથા તેમના મુનિ શ્રીએ અનેક વખત દવાઓ કરી છે વૈદ અને ડોકટરોએ ~ ~ મ

સિદ્ધાર્થનંદન કે વર્દ્ધમાનમાથી 'મહાવીર' નામને પ્રાપ્ત છે આવા આ ત્યાગને આત્મધર્મ ન કહેવો, એ એ મોટી ભૂલ છે

મહારાજશ્રી ! તમે તમારો પોતાનોજ દાખલો લો ૯ ઘણો ત્યાગ કર્યો છે તેથીજ અમુક માણુસો તમારા પગમા અને તમારૂં બહુમાન કરે છે પણ જો તમોએ ત્યાગ કર્યો ન અને અમારા જેવાજ હોત અને તમારામાં આજના કરતા જાણપણું હોત, તો પણ એક પણ માણુસ તમારા પગમા ન હાથ કકણુને આરસીની જરૂર નથી હોતી, તેમ મારી આ વ પણ પુરવાર કરવા બહુ ઝાઝીવાર નથી, કે બહુ દૂર જવાની ૦ નથી આ વાતને સાબિત કરવા એકજ મહિનાનો અખતરો બસ ફક્ત એકજ મહિનો અમારાં જેવાં લુગડાં પહેરો અમારી માફક રસે બનાવી ખાઓ, અને અમારી માફક રેલ-મોટરમા બેસો અને પછ જુઓ કે કેટલા માણુસ તમારા પગમાં પડવા આવે છે ? તમારામ તેનું તે જ્ઞાન હોવા છતા, હું ખાત્રીથી કહુ છુ કે-એક પણ માણુસ તમને પગે લાગશે નહિ એટલું તો નહિ પણ તમારૂ માન-સન્માન પણ ઘણુ જ ઓછુ થઈ જશે અને એજ ગૃહસ્થના વેશમા લાબો વખત રહ્યા, તો જેમ અમારાં અપમાન થાય છે, તેમ તમારો પણ તેવોજ વખત આવે

આ અખતરો એક મહિનો નહિ, પણ થોડા દિવસને માટે પણ જો કરી જોશો તો આપને તુરતજ ખબર પડી જશે કે-ત્યાગ એ જ ધર્મ છે અને ધર્મ છે ત્યાંજ માણુસો નમે છે અને બહુ માન કરે છ

'કોઈ જીવને બચાવવો કે કોઈની યા પાળવી એ આત્માનો ધર્મ નથી' આ આપનો સિદ્ધાંત આપે કાઠિયાવાડમાં આટ આટલી મહેનત કરી છતાં પણ ખાસ કરીને કોઈએ ગળે ઉતાર્યો નથી પણ

દુંઢીઆ મોટે ભાગે હિંગર અને મુમોલીનીએ તો આ આપનો સિદ્ધાંત ગ્રહણ કર્યો છે અને તેથીજ હીંગર આજે કોઈ પણ જીવને બચાવતો નથી, તેમજ કોઈ પણ જીવની દયા પાળતો નથી અને દયા જીવોનો સ્વધર્મ મારી રહ્યો છે આપના આ સિદ્ધાંતનું અક્ષર ખંડન અત્યારે હીંગર કરી રહ્યો છે, તેથી આપને હિસાબે તે જરૂર આત્મધર્મ પ્રમાણેજ કામ કરી રહ્યો કહેવાય જ્યારે આખી દુનિયા તેને તેના નિર્દયપણા- દયા રહિતપણા માટે ધિક્કારી રહી છે, ત્યારે આપના સિદ્ધાંત મુજબ તો તેનું હીંગ કર્યુંજ કહી શકાય કેમકે તે કોઈ જીવને બચાવતો નથી કે કોઈ જીવની દયા પાળતો નથી. આપને હિસાબે તેને આત્માની કે પરભવની પણ બીક રાખવાની જરૂર રહેતી નથી. પણ નહિ, તેમ હોઈ શકેજ નહિ કેઈ જીવને દુખથી બચાવવો કે તેની દયા પાળવી તે જૈનનો ધર્મ તો છે જ, પણ સાથે સાથે આખી દુનિયાના મનુષ્યનો ધર્મ છે હતો અને રહેશેજ

જે દયાને પ્રતાપે આ સુંદર મનુષ્ય દેહ મળ્યો છે જે દયાને પ્રતાપે વૈમાનિક દેવની ગતિ મળે છે જે દયાને પ્રતાપે સમકિત પ્રાપ્ત થઈ શકે છે જે દયાને પ્રતાપે અનંત જીવો મોક્ષગામી થાય છે, તે ભગવતી દયાનું ખંડન કરવાથી શો ફાયદો? આવી ભગવતી દયાદેવીનું તો જેમ બને તેમ વધારે સ્થાપન કરી આત્મ કલ્યાણ કરવું જોઈએ

<u>લેખાંક ૧૦ મો</u>

શ્રી ભીખણજી મ ના નવ સિદ્ધાંત ઉપર વિચાર કરી ગયા બાદ હવે આપણે તેમનો દસમો સિદ્ધાંત જોઈએ તે સિદ્ધાંત એ છે કે-

આત્મા જ્ઞાનભાવમાં હોય અને એના શરીરથી ગમે તેટલા જીવો કપાઈ જાય, તો પણ તેને નિર્જરા થાય છે કારણકે તે

એમ માને છે કે, આ શરીરના પરમાણુઓ એ કાળે એ ક્ષેત્રે જવાના હતા તેથી કરીને એ પ્રમાણે મને વિમ્કપ આવ્યો, તેમા મારે શુ? હું તો જોનારો જ્ઞાતા છુ અને એ શરીર નિમિત્તે જે જીવોની હિંસા થઈ તેનું આયુષ્ય પૂરૂં થવાનું હતું તે થયુ છે '

સમીક્ષા–મહાત્માજીના સિદ્ધાંત એક એકથી ચડી જાય તેવા છે દરેકમા કંઈ ને કંઈ રહસ્ય તો જરૂર રહે છે જ આત્મા જ્ઞાનભાવમા હોય ત્યારે તેનાથી જીવવધ કેવી રીતે થઈ શકે તે જરા પણ સમજાતુ નથી શુ સ્વામીજી એમ કહેવા માગે છે કે—

અત્યારે તેમના કેટલાક ભક્ત–ભક્તાણીઓ ડાડીયા–રાસ લેતા સાભળવામા આવ્યા છે આ ડાડીયા–રાસની ધૂનમા અને તાલમા કોઈ અનેક જીવો જીવિયાઓ–વવરાનીઆ' થઈ જાય, તો તેથી તે ભક્તોને પાપ ન લાગે? અરે એટલુ જ નહિ, પણ પાપ લાગતુ તો ઘેર ગયુ પણ સામેથી નિર્જરા થાય?

શુ સ્વામીજી એમ કહેવા માગે છે કે —

સમયસાર " ગ્રથની સ્થાપના પૂજા કે આરતી કરતા ધૂપ–દીપ, પુષ્પો ચડાવતા ચડાવનારને પાપ તો નજ લાગે, પણ ઉલટી નિર્જરા થાય?

શુ સ્વામીજી એમ કહેવા માગે છે કે –

સ્વામીજી અગર તેમના કોઈ ભક્ત જ્ઞાનભાવમાં હોય અને બે–પાચ ખૂન કરી નાખે, તો પણ તેઓને પાપ ન લાગતા નિર્જરાજ થાય?

વાચક બધુ? તુ શુ ધારે છે? સ્વામીજીના ઉપરના મતવ્ય તને શુ સાચા અને બની શકે તેવા લાગે છે? નહિ જરા પણ નહિ જો એમજ હોય–સ્વામીજી કહે છે તેમજ હોય–તો અત્યારે હીટલર પણ કહેશે કે–જો કે અત્યારે હું લાખો મનુષ્યોનો વધ કરી કરાવી રહ્યો છુ, તે વાત સાચી છે પણ તેની સાથે હુ મારા

જ્ઞાનભાવમા જ રમી રહ્યો છું તેથી મને પાપ લાગતુ તો દૂર રહ્યુ પણ તેની અદલીમા હુ નિર્જરા કરી રહ્યો છુ! તો શુ આ નાખી દેવા જેવી વાતને કોઈ માનશે ખરૂ? દિગબરોના મુનીન્દ્રસાગર કે જેઓ ૬-૭ વર્ષ પહેલા જબલપુરની હોસ્પીટલમાં ગુજરી ગયા, તેઓ પોતાની સાથે પરિગ્રહ-પૈસો અને સ્ત્રીને ફેરવી રહ્યા હતા, તેઓ જનતાને એમ કહે કે-જો કે હુ પૈસો રાખુ છુ અને લુગાઇ (ઔરત) ને સાથે ફેરવુ છુ છતા પણ હુ મારા જ્ઞાનભાવમા છુ તેથી તમારે બધાએ મને સાધુ માની લેવોજ, કારણકે હુ જ્ઞાનભાવમા હોવાથી મને પાપ લાગતુ જ નથી પણ ઉલ્ટી નિર્જરાજ થાય છે તો શુ મુનીન્દ્રસાગરનુ આ કહેવુ એક નાનું બચ્ચુ પણ માનશે? નહિજ માને આ સિદ્ધાંતથી તો ગમે તેવા પાપીને પાપ કરવાની અને અત્યાચારીને અત્યાચાર કરવાની ખુલ્લે ખુલ્લા પરવાનગી મળી જાય છે પણ નહિ, તેમ બની શકે જ નહિ અને કદાચ જો તેમ બને તો દુનિયાનું નિકદન નીકળી જાય

શ્રીમદ્ પણ પોતાના પુસ્તકમા લખે છે કે-

'એ (સમકિત) એકવાર આવી જાય પછી ગમે તે કરીએ પણ તેને કોઇ પુછનાર નથી

પણ આ બધુ બનવુ અશક્ય છે સમક્તિનું હોવુ-જ્ઞાનભાવનું હોવુ અને પછી ગમે તેટલા જીવોને કાપી નાખવાનું હોવુ, એ બની શકે જ નહિ. રોટલી અને શેરડી એકી સાથે ખાવા જેવુ છે સમકિત હોય ત્યા હિંસાની વાતજ હોય નહિ અને હિંસા હોય ત્યા સમકિત હોઈ શકે જ નહિ સમકિતીના મોઢામાંથી આવા શબ્દો જ બહાર પડે નહિ જ્ઞાનભાવ, ધ્યાનભાવ, કાયોત્સર્ગભાવ, સ્વાધ્યાયભાવ આ બધા ભાવોમા ગમે તેટલા જીવો કપાઇ જાય ની વાત જ હોય નહિ જ્યા યત્નાપૂર્વક કાર્યો કરવાના છે ત્યા ઉપરની વાત પણ બેસી શકતી જ નથી

તાજુબી તો એ છે કે-પહેલા બનાવ્યો જ્ઞાનભાવ અને પછી બનાવ્યો (હિંસાનો) વિકલ્પ આ ગજબ અભાવ કેવો ! જ્ઞાનભાવ અને વિકલ્પને લેવા દેવા જ શું છે ? જ્યારે જ્ઞાનભાવ હોય ત્યારે વિકલ્પ ન હોય અને વિકલ્પ હોય ત્યારે જ્ઞાનભાવ ન હોય એવી મામુલી વાત એક સાધારણ માણસ પણ જાણતો હોય છે ત્યારે સ્વામીજી શું આટલું પણ નહિ જાણતા હોય !

આ ઉપરાંત સ્વામીજીએ સામાયિક, ઉપવાસ વગેરેના વિચારને પણ 'વિકલ્પ' કહ્યો છે અને અહીં હિંસાના વિચારને પણ વિકલ્પ કહ્યો આ હિસાબે તે બન્ને વિચારો એક જ પ્રકારના થયા સમીધાન બાઈસ પમેરી-ટકે શેર ભાજી ટકે શેર ખાજા' જેવું થયું પણ તેમ ન હોઈ શકે વ્રત-પ્રત્યાખ્યાનને માટે 'સંકલ્પ' અને હિંસાને માટે વિકલ્પ શબ્દ જોઈએ

મહાત્માજીનો આ દશમો સિદ્ધાંત એટલો બધો વિચિત્ર છે કે-તે પ્રમાણે કહેવું તો રહેવું છે કારણ કે તેમાં કાંઈ પૈસા બેસતા નથી, પણ તે પ્રમાણે વર્તન કરવું તે દુનિયાના કાયદાથી તદ્દન વિરૂદ્ધ છે ઉધમસિંહે વિલાયતમાં અનેક ગોળીઓ છોડી બે-ચાર ખૂન કર્યા ત્યારે તેને પકડવામાં આવ્યો હવે ઉપરના સિદ્ધાંતને હિસાબે તે એમ કહે કે-મેં ખૂન કર્યાં તે વાત સાચી પણ તે વખતે હું મારા જ્ઞાનભાવમાં મસ્ત હતો તેથી તમારે મને પકડવો ન જોઈએ કારણ કે જ્યાં જ્ઞાનભાવ હોય ત્યાં પાપ ન હોઈ શકે અને જ્યાં પાપ ન હોય ત્યાં પકડવાપણું હોય જ કઈ રીતે ? માટે મને છોડી મૂકો હું જ્ઞાનભાવમાં હોઉં ત્યારે ભલે તેટલા જીવો મારા હાથે કપાઈ જાય, તો તેમાં મને કાંઈ પાપ કે હરકત નથી. તો શું એના એમ કહેવાથી તેને કોઈ છોડી મૂકશે ? કે પછી ફાંસીની સજા દેશે ? એક બાળક પણ કહેશે કે-જરૂર ફાંસીની સજા જ દેશે અને તે પ્રમાણે તેને ખૂન કરવા બદલ ફાંસીની સજા મળી પણ ચૂકી છે

તેજ પ્રમાણે એક માણસ વ્યભિચાર કરે છે જ્યારે તેને પકડવામા આવ્યો ત્યારે તે કહે છે કે- મે વ્યભિચાર કર્યો તે વાત સાચી પણ તે વખતે હું મારા જ્ઞાનભાવમા હતો માટે મને પકડવો ન જોઇએ અને સજા પણ થવી ન જોઇએ તો શુ તેમ કહેવાથી તે માણસ સજામાંથી છૂટી જાગે ખરો ? નહિ જ

તેજ પ્રમાણે એક કસાઈ રોજના સેકડો બકરા મારે છે હવે તેને કોઈ પૂછે કે ભાઈ ! આ શુ ? આ મહા પાપમાંથી તું ક્યારે છૂટીશ ? હવે તે કસાઇ કે જે શ્રી કાનજી મ ના સિદ્ધાતને માનનારો છે તે એમ કહે કે- એમા શુ ? હું મારા જ્ઞાનભાવમાં હતો તે વખતે સેકડો બકરા મે કાપી નાખ્યા, તેમા મહા પાપ ક્યાથી આ યુ ? હું તો જોનારો જ્ઞાતા છુ તે બકરાઓના શરીરના પરમા ણુઓ એ કાળે, એ ક્ષેત્રે જવાના હતા તેથી કરીને એ પ્રમાણે મને વિકલ્પ આવ્યો ( અને મે બકરા માર્યા ) તેમાં મારે શુ ? હું તો જોનારો જ્ઞાતા છુ અને એ શરીર નિમિત્તે જે જીવોની હિંસા થઈ તેનું આયુષ્ય પૂરું થવાનું હતું તે થયુ છે। કસાઈનો આવો જવાબ કોઈ પણ માણસ વ્યાજબી માનશે ખરો ? હું શ્રી કાનજી મ ને નમ્રતાપૂર્વક વિનતિ કરીને પૂછુ છુ કે-તમારા આ સિદ્ધાતની ઓથ લઈને ગમે તે માણસ આવો જવાબ આપશે, તો શુ તે જવાબને આપશ્રી યોગ્ય માનશો ખરા ? પછી આમાં પાપની બીક રહી જ ક્યા ? બધા પૂરેપૂરા પાપરૂ જ થઈ જશે અને ગમે તેટલા આકરા પાપ કરીને પોતે પાપ કર્યું છે-ખોટુ કામ કર્યું છે, એમ પણ માનશે નહિ તો પછી તેનો પસ્તાવો કરવાનુ તો રહ્યુ જ ક્યા ? કદાચ ચોડા રાજા જેવા કોઈ બારવ્રતધારી સમકિતી જીવે એકાદ બે જીવને લડાઈમા માર્યા અને તેમ છતા તે દેવલોકમા ગયા તે હિસાબે આપ આ સિદ્ધાત સ્થાપવા માગતા હો, તો તે આપની એક ભયકર ભૂલ થાય છે ચેડા રાજા જેવા અત્યારે સમકિતી જીવ કેટલા છે ? ચેડા રાજા જેવા બારવ્રતધારી શ્રાવક અત્યારે આ દુનિયામા કેટલા

છે ? લડાઈ લડવા ગયા હોવા છતા પણ સામો માણસ આ કરે તોજ તેને મારવો, આવી પ્રતિજ્ઞાવાળા આ દુનિયામાં કેટલા જીવો છે ? હું કહું છુ કે-પ્રાય કોઈજ નહિ તો પછી આવા રડયા ખડયા દાખલા ઉપરથી તેવો સિદ્ધાંત નક્કી કરી નાખવો, તે કોઈ રીતે વ્યાજબી નથીજ આજની દુનિયા પાપ કરવામાજ મસ્ત બની છે તેને આવા લખાણોથી વધારે ઉત્તેજન મળતા તેઓ પાપ કરતાં પાછુ વાળીને પણ જોશે નહિ અને અંતે નરક-તિર્યંચ જેવી હલકી ગતિમા ધકેલાઈ જશે માટે બીજા કશાની ખાતર નહિ પણ પોતાનાજ આત્માની ખાતર આવો ઉપદેશ શ્રી કાનજી મ બધ કરે, એવી તેમને નમ્ર વિનતિ કરી આ લેખ આટલેથી જ બંધ કરું છુ અને આશા રાખુ છુ કે-મારી નમ્ર વિનતિ તેઓશ્રી ધ્યાનમા લેશેજ

---

લેખાંક અગીઆરમો

શ્રી કાનજી મ ના ૧૦ સિદ્ધાત પર વિચાર કરી ગયા બાદ, હવે આપણે તેમનો ૧૧ મો સિદ્ધાત જોઇએ તે સિદ્ધાત એ છે કે -

'મુહપત્તિ બાધવી તે લિંગજ કુલિંગ છે સ્થાનકવાસીઓએ ભગવતી ના પાઠ ઉપરથી તે પ્રથા પાડી દીધી છે અને તેઓ એમાંત ક્રિયામા જ ઉતરી ગયા છે

સમીક્ષા—શ્રી કાનજી મ મુહપત્તિ બાધતા બાધતા હવે થાકી ગયા છે અને તેથી જ આ સિદ્ધાત તેમણે ઉપજાવી કાઢ્યો લાગે છે, નહિ તો જે મુહપત્તિને અનેક શાસ્ત્રોનો આધાર છે, જે મુહપત્તિ જૈન સાધુની નિશાની છે જે મુહપત્તિ આરોગ્યની દૃષ્ટિએ પણ ઉપયોગી છે જે મુહપત્તિથી વાયુમંડળના અસખ્યાત જીવોની રક્ષા થઈ શકે છે, જે સાધુપણાને ઓળખવાનું મુખ્ય ચિન્હ છે (લોએ લિંગપ્પયોજનં) લિંગ એજ વસ્તુ અને તેની વાસ્તવિકતાને ઓળ

ખવાનું મુખ્ય સાધન છે જે અસત્ય બોલતાં અને થૂક દ્વારા સત્નની થતી આશાતના રોકે છે તે મુહપત્તિ બધનની ઉપયોગીતા કેવળ સ્થાનકવાસી સાધુઓએ જ સ્વીકારી છે, એટલું જ નહિ પણ દેરાવાસી સાધુઓમાના શ્રી વિજયાનંદસૂરિ બુદ્ધિસાગરસૂરિ અને એવા અનેક મૂ પૂ જૈન વિદ્વાનોએ સ્વીકારી છે તેનો રહી રહીને હવે શ્રી કાનજી મ નિષેધ કરવા નીકળી પડયા છે તે જાણી ભારે આશ્ચર્ય થાય છે અહિં લેખ લાબો થવાના ભયને લીધે આ સબધી વિરોધ ઉલેખ હું કરતો નથી પરન્તુ જેઓને મુહપત્તિબધન સબધી સપૂર્ણ જાણવુ હોય તેણે મારૂ લખેલું 'મુખવસ્ત્રિકા સિદ્ધિ' નામક હિંદી પુસ્તક જોઈ લેવુ

હું શ્રી કાનજી મ ને પૂછુ છુ કે જ્યારે તમે મુહપત્તિને કુલિંગ કહો છો ત્યારે ગોડલ સના ભૂતપૂર્વ બે સાધુ—શ્રી જીવરાજ અને શ્રી કચ્ચચદને મુહપત્તિ બધન સાથે આપ આપની પાસે કેમ રાખી રહ્યા છો? બોલનાર કદી તેને ઉત્તેજન આપી શકે? શુ આ પરસ્પર વિરોધ નથી? કે આ બધી એકમાત્ર યુક્તિ—કુયુક્તિ જ છે? સાચો ઉપદેશક કે વક્તા આવો દભ કદી જ નભવા ન દે, અને જ્યારે તેઓ પોતાના વર્તુળમા જ આવો દભ નભાવે છે ત્યારે માનવાને કારણ મળે છે કે આ બધુ સ્થાનકવાસી જૈનો પ્રત્યેનું મુખ્યત્વે સૂગનુ જ કારણ હોઈ શકે

સ્થાનકવાસીઓએ તો ભગવતીસૂત્ર' ના પાઠથી ભગવાનની આજ્ઞાથી મુહપત્તિ ધારણ કરી છે પણ મહાત્માશ્રી! આપે કોની આજ્ઞાથી આવો વિચિત્ર કુલિંગ સુલિંગનો મેળ સાધ્યો છે તે જણાવશો ખરા?

શ્રી કાનજી મ કહે છે કે તેઓ (સ્થાનકવાસીઓ) એકાત ક્રિયામા જ ઉતરી ગયા છે' તે વાતની આપણે તપાસ કરીએ

સ્થાનકવાસીઓ જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ' ના સિદ્ધાતને બરાબર માને છે ક્રિયાથી શુ ફળ મળે છે તેનું જાણપણું

તેઓ ક્રિયા કરે છે એટલે અમે વિચારપૂર્વકની વ્યાજબી ક્રિયા કરીએ છીએ ત્યારે તમારી પાસે એના જ્ઞાનનો જ સિદ્ધાંત છે ૫ ૨૫ શ્રીમદ્‌ના કાગળો ગોખી નાખ્યા, કે ૫ ૨૫ જૈન પારિભાષિક શબ્દોના અર્થો મોઢે કર્યા એટલે બસ, જ્ઞાન થઈ ચૂક્યુ એમ તમે માની બેસો છો પણ એમ કંઈ જ્ઞાન થતુ નથી અને કદાચ થયુ માનો તો તેથી કાઈ દુઃખવાગ થવાનો નથી 'જ્ઞાન, જ્ઞાન' કર્યે નથી તો સમકિત થવાનુ કે નથી ઉચ્ચ ગતિ મળવાની ક્રિયા વગરના જ્ઞાનથી તો હલકી ગતિ જ મળવાની ત્યારે ક્રિયા ભલે કદાચ જ્ઞાન વગરની હોય તોપણ તેથી શુભગતિ તો મળવાની જ જ્ઞાનથી મોક્ષ લેવાના સિદ્ધાતવાળો માણસ ચોવીસે કલાક છૂટો હોવાથી તેનો પ્રાય અર્થો વખત નિરર્થક જાય છે જ્યારે ક્રિયા કરનારાળા માણસની ૨૪ કલાકમાથી ૨-૪ કલાક સામાયિકાદિ ક્રિયામા જતી હોઈ અશુભ પાપ કાર્યમાથી તે તેટલો વખત નિવૃત્ત થતા પુણ્ય અને નિર્જરા કરે છે મે એવા ઘણા દાખલા નજરે જોયા છે કે—જ્ઞાનમા માનનારો માણસ રાત્રિભોજન કરે છે કદમૂળ આરોગે છે અને બીજા અનેક નિંદ્ય કાર્યો કરે છે ત્યારે ક્રિયામાં માનનારો માણસ આવા કામ નથી કરતો નથી અને ભૂલેચૂકે થઈ જાય તો તેનો પશ્ચાત્તાપ કરે છે ક્રિયા કરીને દેવલોક અને મોક્ષમા ગયાના દાખલા જોઈએ તેટલા શાસ્ત્રોમાં છે ત્યારે એકલા જ્ઞાનથી મોક્ષ ગયાનો દાખલો શ્વેતાંબર કે દિગંબર કોઈપણ શાસ્ત્રમા ક્યાય પણ શોધ્યો જડતો નથી એકલા જ્ઞાનથી જ્યા સદ્‌ગતિ મળવી મુશ્કેલ ત્યા મોક્ષની તો વાતજ ક્યા કરવી?

હવે કદાચ દલીલની ખાતર શ્રી કાનજી મ ની આ વાત માની લઈએ કે-સ્થાનકવાસીઓ એકાંત ક્રિયામાં જ ઉતરી ગયા છે તો પણ હું કહું છું કે એકના એકાંત જ્ઞાનથી તો આ એની એકાંત ક્રિયા ઘણીજ સારી છે એકલા જ્ઞાનથી સારી ગતિ મળવી દુર્લભ છે ત્યારે એકલી ક્રિયાથી-આચાર પાલનથી સારી ગતિ મળવી બીલકુલ સુલભ છે નરક-તિર્યંચમા જઈને પોકા પાડવા કરતા દેવલોકમા જવુ

શુ ખોટુ છે ! કે જ્યાં જઈને તીર્થંકરની વાણીનો લાભ લઈ એમ વતારી થઇ શકાય કે ૫-૨૫ ભવાંતરે મોક્ષ જઈ શકાય. આ મહાન્ લાભ ક્રિયા કરવાવાળાને જ મળશે. ભગવતીમા તામની તાપસે જ્ઞાન વગરની શુષ્ક ક્રિયાઓ કરી તો પણુ તેને દેવગતિ પ્રાપ્ત થઈ અને ભવાંતરે ભવકટી કરશે જ્યારે જ્ઞાન સાથે ક્રિયા કરવાવાળાની તો બલિહારી જ છે ! પર તુ ક્રિયા વગરના કેવળ શુષ્ક જ્ઞાનવાળાની તો કેવી દશા થાય તેનો વધુ વિચાર કેવળ જ્ઞાનવાદીઓએ કરી લેવો

ટુકમા કહેવાનુ એટલુ જ છે કે-મુહપત્તિ બાધવી તે દરેક આત્માર્થી-મુમુક્ષુ જીવો માટે સુલિંગ છે, અને એ વા જ્ઞાનથી મોક્ષ થતો નથી પણ જ્ઞાન અને ક્રિયાથી જ મોક્ષ થાય છે કે જે વાત સ્થા જૈનો પરાપૂર્વથી માનતા આવ્યા છે એટલે અમારી જે માન્યતા છે તે તદ્દન સાચી, બોધક અને હિતકર છે, તેમાં શકાને જરાપણુ સ્થાન નથી

---

લેખાક ૧૨ મો

શ્રી કાનજી મ ના અગીઆર સિદ્ધાંત પર વિચાર કરી બાદ, હવે આપણે તેમનો છેલ્લો અને બારમો સિદ્ધાંત જોઈએ તે સિદ્ધાંત એ છે કે—

મૂર્તિ ત્રણે કાળે સત્ય છે તેની પુષ્પ આદિથી અષ્ટપ્રકારી પૂજા કરવી વગેરે બધુ સત્ય છે પરંતુ તે દિગંબરો માને છે તેવી નિર્વિકારી હોવી જોઈએ તેવી મૂર્તિ સમકિત પામવાનું કારણ બને છે અને તેની આ ગ જે જે જીવોની હિંસા થાય તે ઉપર જોવાનું નથી, પર તુ આત્માના ભાવ ઉપર જ જોવાનું છે ચક્રવર્તીઓ બગીચા રાખતા તે પ્રભુની મૂર્તિને ફૂલ ચડાવવા માટે જ રાખતા '

સમીક્ષા—મૂર્તિ ત્રણે કાળે સત્ય છે એ વાત તો એક નાનુ બચ્ચુ પણ જાણે છે હું પણ કહું છુ કે-મૂર્તિ એ મૂર્તિ જ છે તેમ

કહેવામાં કોઈપણ જાતનો વાધો નથી અમારે અને તમારે વાંધો ફક્ત એટલો જ છે કે-તમે મૂર્તિને ભગવાન માનો છો, તેને લાંબા થઇને પગે પડો છો, તેને ફૂલ, આભૂષણો ચડાવો છો અને નૈવેદ્ય ધરાવો છો, ત્યારે અમે મૂર્તિને મૂર્તિ રૂપે માનીએ છીએ તેથી વધારે માનતા નથી અમે જાણીએ છીએ કે જ્યા મૂર્તિ પોતે પોતાનુ રક્ષણ નથી કરી શકતી દુશ્મનો આવીને મૂર્તિના કટકા કરી જાય છે, અગર તો આભૂષણો ચોરી જાય છે, ત્યા તે બીજાની રક્ષા કે આશા કેવી રીતે પૂરી કરી શકે?

શ્રી કાનજી મહારાજ પાસે શાસ્ત્રાર્થ પ્રમાણ તો એક પણ નથી તેમ ન્યાયસગત યુક્તિ પણ નથી તેથી વિચાર કરવાને વધુ અવકાશ રહેતો જ નથી તોપણ આટલું તો ખુલ્લે ખુ લુ છે જ કે જે મૂર્તિને માનવા-પૂજવાની ભલામણ તેઓ કરે છે તે તદ્દન ગેરવ્યાજબી છે, કારણ કે એક તરફ શ્રી કાનજી મ જ્ઞાન, જ્ઞાન અને આત્મા, આત્માના પોકારો કરી ક્રિયાને ઉચ્છેદે છે-એકાન્ત ખડન કરે છે-ત્યારે અહિં અષ્ટ પ્રકારી પૂજા કરવાનુ વિધાન ઘડી ક્રિયાવાદને ખુલ્લં ખુલ્લા અપનાવે છે સામાયક પ્રતિક્રમણરૂપ આત્મશુદ્ધિ કરનારી ક્રિયાને મહામોહનીય કર્મબધનકર્તા કહે છે ત્યારે મૂર્તિની પાણી, ફૂલ, ફલ ધૂપ, દીપ આદિથી પૂજા કરવાની (ખુ ને ખુલ્લુ પાપ— આરભ કરવાની) ભલામણ કરે છે શુ આ વ તો વ્યાઘાત નથી? ધાર્મિક ક્રિયાઓ કે જેનાથી આત્મા ભારેપાડ્ મૂકી હલકો થાય છે તેનો નિષેધ કરી આશ્રવ વધારનારી "અને ઇંદ્રિયોના વિષય વિકારને પોષણ આપનારી પાપકારી ક્રિયાઓને ઉત્તેજન આપનારા શુ ક્રિયાવાદી નથી? શુ મહાત્માજીના સમયસારમા આવુ જ પ્રપચ સમાયેલ છે?

અને મૂર્તિ સમક્તિનું કારણ કેવી રીતે બને છે તે સમજાતું નથી અનંતાનુબધી ચોકડીને હટાવ્યા સિવાય અને ધર્મનુ સાચે સાચુ

રહસ્ય સમજ્યા સિવાય, શુદ્ધ શ્રદ્ધા પ્રાપ્ત થતી નથી તે સમકિત પત્થરની મૂર્તિથી કેવી રીતે મળી જતું હશે તે તો શ્રી કાનજી મ જ જાણે જાણી જોઈને મૂર્તિની પૂજાને માટે ફૂલ વગેરેની હિંસા કરવી અને ઉપરથી કહેવુ કે તેની હિંસા તરફ જોવાનુ નથી એનો શો અર્થ ? શુ અષ્ટપ્રકારી પૂજા કરવાથીજ આત્મા શુદ્ધ થતો હશે ? પાણી ફૂલ, ફળ ધૂપ વગેરે જીવોની હિંસા કર્યા સિવાય આત્મા શુદ્ધ થઈ શકતો નથી ? જ્યારે આત્માના ભાવની શુદ્ધિને માટે જ મૂર્તિને માનવાનો આગ્રહ છે ત્યારે ફૂલ, ફલાદિની શી જરૂર ? આમા કાંઈ રહસ્ય સમાયલું તો નથી ? હું અનુમાન કરૂં છુ કે-શ્રી કાનજી મહારાજે પોતાની પૂજાનો પ્રચાર કરવા માટે જ આ સિદ્ધાંત ઘડી કાઢયો હોય કેમકે આગળ એક સિદ્ધાંતમાં તેમણે જણાવ્યુ છે કે— 'સાચા સાધુઓ તેજ છે કે જેમના પગની ગૃહસ્થો કુંકુમ ચાવલ આદિથી પૂજા કરે છે મારૂં આ અનુમાન તદ્દન ખરૂં હોય એમ હમણા સોનગઢના સમાચારથી જણાય છે જ્યારે ચૈત્ર વદ ૧૨ ના દિવસે શ્રી કાનજી મ ની સોનગઢમા પધરામણી થઇ ત્યારે તેમના ભક્તોએ તેમની કુંકુમથી ચરણપૂજા કરી કેટલાક ભક્તોએ ચરણ ધોઈને ચરણામૃતનુ પાન કર્યું કેટલાક ભક્તોએ ચંદન અને રૂપીઆ વગેરેથી ચરણપૂજા કરી અને ભક્તાણીઓએ મોતીથી વધાવ્યાં આથી જણાય છે કે આ મૂર્તિપૂજાનુ ધતિંગ સ્વપૂજાના ગૂઢ આશ યથી જ ચલાવ્યુ હોય તો તે બનવા જોગ છે

હું આ મહાત્માજીને પૂછુ છુ કે-તમે પણ મૂર્તિની અષ્ટપ્રકારી પૂજા કરો છો ? મે મૂ પૂ સાધુઓ તેમ કરતા નથી પણ આપને તો હિંસાની તરફ જોવાનુંજ નથી અને આપ આપના મત વ્યાનુસાર સાચા સાધુ પણ નથી (જુઓ મતવ્ય ન ૩) તેથી અનુમાન થાય છે કે તમે પણ ફૂલ ધૂપ, દીપ વગેરેથી મૂર્તિની પૂજા કરી આશ્રવસેવન (આપના હિસાબે આત્મશુદ્ધિ) કરતાજ હશો

આ મૂર્તિપૂજા માટે જ બગીચા રાખતા હતા, આ મન પણ તદન જુઠું છે કેમકે શ્રી કાનજી મ.ની માન્યતા - ન સાચુ સિદ્ધાત તો 'સમયસાર જ છે, બીજા બધાયે જુઠા છે ત્યારે સમયસારમા તો એમ લખ્યુ નથી તો પછી આવા જુઠા બણુગા ફુકનાથી શો લાભ ?

જ્યારે ચક્રવર્તીઓના બગીચા મૂર્તિપૂજાને માટે જ છે અને તેથી આત્મશુદ્ધિ થઈ જાય છે ત્યારે તેમને સસાર છોડી સાધુ થવાની શી જરૂર પડી ? પૂજામાનથી તેમની આત્મશુદ્ધિ થઈ જાત અને સુભૂમ બ્રહ્મદત્ત ચક્રવર્તીના બગીચા કોના માટે હતા ? શુ એ પણ મૂર્તિપૂજા માટે જ હતા ? જો આ વાત સાચી હોય તો તેમની આત્મશુદ્ધિ કેમ ન થઇ ? બને ચક્રવર્તી નરકે કેમ ગયા ? ખરેખર શ્રી કાનજી મ નો આ સિદ્ધાંત પણ મન કપિતજ છે એમા જરાયે શકા નથી

અહીં શ્રી કાનજી મ ના બાર સિદ્ધાતની આલોચના પૂરી થાય છે હવે હું આશા રાખુ છુ કે શ્રી કાનજી મ અને તેમના અસત્ય વાદ તરફ આકર્ષાતા અનુયાયીજનો આ સિદ્ધાતો બરોબર વાચે-વિચારે અને હસચચુનત્ બુદ્ધિએ ક્ષીર-નીર જુદા કરી ક્ષીર-સાર વસ્તુનુ સેવન કરી આત્મકલ્યાણ સાધે એ જ માત્ર અભિલાષ।

